# કમંડલુ

'કાવ્યો
વાર્તાઓ
નિબંધો
૧૨ લખાણો

●



અરુણ કાર્યાલય : મોડાસા

સ્વ૦ શ્રી મૂળશંકર કેશવરામ પંડયા મોડાસા હાઇસ્કૂલના વિદ્યાર્થીપ્રિય શિક્ષક હતા, તેઓ સંસ્કૃત તથા ગૂજરાતી ભાષાના સારા અભ્યાસી અને લેખક હતા. તેમની ભાષા ખૂબ સરળ હોઈ અસરકારક છે. તેમનાં લખાણો મુખ્યત્વે વિદ્યાર્થીઓ અને જનસાધારણને જ ઉદ્દેશીને લખાયેલાં હોઈ તે તેમને ઉપયોગી થઇ પડશે એવી ખાતરી છે.

કિંમત રૂ. ૧ા

# કમંડલુ

કર્તા :

સ્વ૦ શાસ્ત્રી મૂળશંકર કેશવરામ પંડ્યા

સંપાદક :

નટવરલાલ મો. ગાંધી

અરુણ કાર્યાલય : મોડાસા

તમારાં પાએલાં કવન, શુભ બોધો, અનુભવો,
રસો, ઊર્મિગાનો, પરમસુખનાં ચેતનકણો;
તમે ચેતાવેલા હૃદય-ભડકા વિશ્વ ધરતો,
જીવ્યું મ્હારું જો હું જીરવી શકું એકાદ તણખો;

શ્રી મૂળશંકરભાઈનાં લખાણોનો સંગ્રહ ‘કમંડલુ’ નામે ‘અરુણ’ પુસ્તકમાળાના મણકા રૂપે બહાર પડે છે એ જોઈ મને બહુ હર્ષ થાય છે. સદ્‌ગત એક વિદ્યાર્થીપ્રિય શિક્ષક હતા, અને તેમણે નિષ્ઠા અને ખંતથી વર્ષો લગી આ સંસ્થાની સેવા કરી હતી.

‘કમંડલુ’નું પ્રકાશનખર્ચ જતાં રહેલી રકમ સંસ્કૃત ભાષામાં પ્રાવીણ્ય બતાવનાર મોડાસા હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટે ‘શિષ્યવૃત્તિ ફંડ’ તરીકે રહેશે—સંપાદકનો આ નિર્ણય સદ્‌ગતનો સંસ્કૃત ભાષા પ્રત્યેનો પ્રેમ જોતાં ખૂબ ઉચિત અને યથાર્થ છે.

મોડાસા
૧–૧–૧૯૪૦

મોહનલાલ વિ. ગાંધી
હેડમાસ્તર, મોડાસા હાઈસ્કૂલ.

# સંપાદકીય

સ્વર્ગસ્થ શ્રી. મૂળશંકર કે. શાસ્ત્રીના ગદ્યપદ્ય લખાણોનો સંગ્રહ આટલો મોડો પણ પ્રગટ કરતાં મને આનંદ થાય છે. સદ્‌ગતના દેહત્યાગને અનેક વર્ષો થઇ ગયાં. તેઓના સ્મારક અંગે શાસ્ત્રીફંડ એકઠું કરવામાં આવ્યું હતું. મેં ધાર્યું હતું કે આમ આર્થિક મુશ્કેલીનો પ્રશ્ન દૂર થતાં, મારા કરતાં કોઈ વધુ યોગ્ય અને અનુભવી આ કાર્યનો બોજો સહર્ષ સ્વીકારી લેશે, પણ દુર્ભાગ્યે સદરહુ ફંડ સંતોષકારક થવા ન પામ્યું અને મારી કલ્પના, યોજના, જે કહો તે સઘળું મારા મનમાં જ રહી ગયું. વર્ષો એક પછી એક જવા લાગ્યાં, પણ આ ઘા રૂઝાતો નહિ. સ્વતંત્ર રીતે આ કાર્ય ઉપાડવા કોઈ તૈયાર ન થયું, છતાં સદ્‌ગતના સહવાસમાં આવેલા અનેક વિદ્યાર્થીઓ તેમ જ સ્નેહીઓ એવી ઇચ્છા દર્શાવતા કે આ કાર્ય કોઈ સ્વતંત્ર રીતે હાથમાં લે તો જરૂર સફળ થાય અને આર્થિક મદદ પણ સ્નેહીઓ તરફથી જરૂર મળી રહે. હું પોતે પણ આવી જ યોજના મનમાં ઘડી રહ્યો હતો. તેવામાં મારા પિતાશ્રી તેમ જ શ્રી. ચિમનલાલ વૈદ્ય તરફથી આ સંગ્રહનું સંપાદન હું કરૂં તો સારૂં એવી ઇચ્છા દર્શાવવામાં આવી. કોઈ બીજું તૈયાર ન હતું તેમ જાણતાં તેઓ આવી જ ઇચ્છા દર્શાવી શકે એ સ્વાભાવિક હતું. સદ્‌ગતના સ્નેહીઓ શ્રી. ગણપતિશંકર શાસ્ત્રી (વડાલી) તથા શ્રી. ભાઈચંદભાઈ મા. શાહ તેમ જ બીજાઓએ પણ આ યોજનાને અનુમોદન આપ્યું. મેં તે સહર્ષ સ્વીકારી લીધું.

મારે જણાવવું રહ્યું છે કે આ સંગ્રહ તૈયાર કરવાનો અને પ્રસિદ્ધ કરવાનો બહુધા નૈતિક બોજો જ મારે શીર રહેવા પામ્યો છે. મેં તો લગભગ કશું જ કર્યું નથી એમ કહું તો ચાલે. હસ્તલિખિત તેમ જ છપાયેલા 'અરુણ' ના જૂના અંકો આમતેમથી ભેગા કરવાનું તેમ જ સંસ્કૃત તેમ જ ગૂજરાતી કેટલાંક માસિકોમાં અવારનવાર પ્રગટ થયેલા લેખો એકઠા કરવાનું–બહુ બુદ્ધિનું નહિ–એટલું જ કામ મેં તો કર્યું કહેવાય. પુસ્તક પ્રસિદ્ધ કરવાનું ભયંકર કામ મારે શીર આવતાં

હું પ્રથમ તો મૂંઝાયો હતો પણ સદ્દગત પ્રત્યેનાં નિર્મળ પ્રેમ અને માનલાગણીને કારણે આ કાર્યની જવાબદારી લેવાનું મને ધર્મરૂપે લાગ્યું. અને પછી ભાઈ રમણભાઇને આ લેખો મેં એકઠા કરી, તપાસવા, ગોઠવવા તેમ જ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા ને જરૂરી બધીજ શક્તિ ખર્ચવા વિનવણી કરી. આવી વિનવણી કરી તેથી તે મારા ઉપર છેડાઈ પડયા અને જણાવ્યું કે આ બાબતમાં વિનવણીની જરૂર ન હોય. સ્વાભાવિક હતું કે સદ્દગતના એક પ્રિય વિદ્યાર્થી તરીકે તેમને આ કરવું ફરજરૂપે લાગ્યું, એટલે વાચકવર્ગને મારે એટલું જણાવવું રહ્યું કે આ સંગ્રહને સુગઠિત અને સુશોભિત રીતે જો કંઇ પણ અંશે રજૂ કરી શકાયો હોય, તો તે સઘળું શ્રી રમણ-ભાઇને આભારી છે અને તે સઘળું માન તેમને ઘટે છે. આ કામ સાંગોપાંગ પાર ઉતારવાને સારી જહેમત ઉઠાવવા બદલ રમણભાઈનો આભાર માનવો યોગ્ય અને આવશ્યક ગણાય, પણ તે તેમને કદાચ પસંદ નહિ પડે એવો ભય લાગવાથી, તેમ કરતો નથી.

શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી કે જેઓએ સદ્દગતનાં બે કાવ્યો જે શાસ્ત્રીય વિષયને લગતાં છે તે વિષે પ્રતિપાદક અમૂલ્ય નોંધો લખી આપી મદદ કરી છે તે બદલ તેઓનો આભાર માનવાની આ તક લઉં છું. આ સંગ્રહ પ્રસિદ્ધ કરવામાં તેમ જ આર્થિક મદદ કર-વામાં જે જે ભાઇઓએ ઉદાર સેવા ફરજરૂપે બજાવી છે તે સૌનો આભાર માનવો રહ્યો. આમાં શ્રી ભોગીલાલ ગાંધીનો નામોલ્લેખ કર્યા વગર હું રહી શકતો નથી.

મોડાસા હાઇસ્કૂલના 'અરુણ' માસિકના શ્રી મૂળશંકરભાઈ આદ્ય સ્થાપક છે અને તેથીજ આ પુસ્તક ' અરુણ ગ્રંથમાળા 'ના પુસ્તકરૂપે પ્રગટ કરવું યોગ્ય ગણ્યું છે.

સદ્દગતના સંક્ષિપ્ત જીવનચરિત્રમાં લગભગ ઘણીખરી હકીકતોનો સમાવેશ આવી જાય છે, એટલે એ સંબંધમાં મારે કંઈ લખવાપણું

રહેતું નથી. તેમની શક્તિ, ડહાપણુ, પવિત્રતા, વિદ્યાભંડોળ અને સેવાભાવી વૃત્તિઓના યશોગાન ગાવાને હું અયોગ્ય અને નાલાયક ઠરૂં. બાકી, એટલી વાત સાચી કે મારા જીવનનો પાયો ચારિત્ર્ય, શીલ, સત્ય, પ્રામાણિકતા અને ઈશ્વરી પ્રેમ ઉપર કંઈ અંશે પણ જો રચાયો હોય, તો તે માટે સદ્‌ગતનો હું ઓછો ઋણી નથી. અને મને ખાત્રી છે કે આવું ઉચ્ચ પ્રકારનું ઋણ હું કેવળ આ સંગ્રહ પ્રસિદ્ધ કરી વાળવા ઈચ્છતો હોઉં તો તેમાં મારી જ ધૃષ્ટતા ગણાવી જોઈએ. આ તો કેવળ તેમના સુવિચારો અને મંતવ્યો જે લેખો કે કાવ્યો દ્વારા પ્રગટ થયેલા, તે નાશ ન પામે તે ઈચ્છવા યોગ્ય લાગવાથી અને તે જો પુસ્તકાકારમાં મૂકવામાં આવે તો બહુ ઉપયોગી નીવડે અને પરિજનો, સ્નેહીઓ તથા વિશાળ વિદ્યાર્થીવર્ગને એક ચિરસ્થાયી સ્મારકરૂપે નીવડે એવી આશાથી જ આ સંગ્રહ પ્રસિદ્ધ થાય છે. હું માનું છું કે આ પુસ્તક વિદ્યાર્થીવર્ગને તો જરૂર ઉપયોગી થશે.

સદ્‌ગતની હયાતીમાં જ્યારે હું તેમને વતન વડાલી તેમની સાથે જતો ત્યારે ચર્ચાઓ દરમિયાન તેમણે આપેલાં બે અમૂલ્ય સૂત્રો, જે મારા દિલમાં ત્યારનાં સોંસરાં ઊતરી ગયેલાં, તે કીમતી સૂત્રોનું પ્રત્યેક પળે જીવનમાં ચિંતન કરતાં અને જપતાં, ને જીવનને સાચી દિશામાં વાળી દે એવી શુભેચ્છાથી અહીં જણાવવાનું મારૂં મન અટકાવી શક્તો નથી. ટૂંકાં છતાં મારે મન મહત્વનાં એ સૂત્રો આ રહ્યાં :

જીવન એટલે પુરૂષાર્થ
જીવન એટલે કસોટી

સદ્‌ગત પૂજ્ય ગુરૂદેવનો આત્મા સદા અમર છે જ : તેમની પુણ્યસ્મૃતિ પવિત્ર અને ચિરસ્થાયી રહો, એ જ પ્રાર્થના !

મોડાસા,
તા. ૧–૧–૪૦

નટવરલાલ મોહનલાલ ગાંધી

# અનુક્રમણિકા

ગદ્યવિભાગ પૃષ્ઠ

 ૨૧૯૧૨

# શ્રી મૂળશંકરભાઈ

કવિવર ટાગોર એક કાવ્યમાં કહે છે તેમ, 'કીર્તિરૂપ રથમાં બેઠેલો માનવી કાળને વશ બની આગળ ચાલ્યો જાય છે, પણ એનો રથ પાછળ પૃથ્વી પર રહી જાય છે.' શ્રી મૂળશંકરભાઈનો ક્ષર દેહ ચાલ્યો ગયો, પણ અક્ષર દેહે, કીર્તિદેહે, તેઓ તેમનાં સુહૃદો, સ્નેહીઓ ને મિત્રોની વચમાં હયાત છે. નશ્વર જગતમાં દરેક વસ્તુ નશ્વર છે, દરેક વસ્તુ કાલાધીન છે; તફાવત માત્ર કાલાધીન થવાની મર્યાદાનો છે. આગ્રાનો 'તાજમહાલ' પણ કાલાધીન છે, ને કાલિદાસનું 'શાકુંતલ' પણ કાલાધીન છે; પણ વિનાશ એક દિન અવશ્યંભાવિ છે એ તત્ત્વજ્ઞાનના જોર પર આજના અવિનાશી જીવનને અયથાર્થ અને નિરૂપયોગી ગણી હસી કાઢી શકાશે નહિ, જે જીવન દષ્ટિ સામે પોતાની પ્રખર સુવાસ પ્રસરાવી રહ્યું છે તે જીવનને જીવનનાજ અર્થમાં સમજવું, સંસારનાં આપણા માનવીઓને માટે ઠીક છે.

એટલે, આકાશનો સૂર્ય પણ બ્રહ્માંડના બીજા સૂર્યો આગળ રજકણ જેવડો છે એ જ્ઞાનથી એ સૂર્યનું મૂલ્ય આપણે માટે રજકણ જેવડું ઠરતું નથી. તેમ આકાશનો સૂર્ય આપણા ઘરના દીવાથી કરોડો ગણો પ્રચંડ તેજસ્વી છે એ જ્ઞાન આપણા ઘરદીવડાને નિરર્થક ઠરાવતું નથી. 'સરસ્વતીચંદ્ર'નો વિરલ ગ્રંથ લખનાર શ્રી ગોવર્દ્ધનરામભાઈએ સાક્ષર શ્રી નવલરામની જીવનકલા (કે અવસાનકલા?) લખતાં લખ્યું છે તેમ

વ્યોમદીપ રવિ નભ બિંદુ, તો ઘરદીવડાં શું ખોટાં?

શ્રી મૂળશંકરભાઈ તેવા 'ઘર દીવડા' હતા. તેમનો પ્રકાશ એક નાના સરખા ઘરને અજવાળી ગયો, રાત્રિના અંધકારમાં માણસોને--ભલે થોડા, દષ્ટિ આપી ગયો, પદાર્થનું અને દિશાનું જ્ઞાન સુઝાડી ગયો. એ 'દીવડા'ના જ્યોતિમાં જેમણે સ્નાન કર્યું છે, દષ્ટિને સમૃદ્ધ કરી છે એવા કેટલાક બંધુઓ તરફથી સદ્દગતની સ્મૃતિ

કાયમ રાખવાના તથા તેમનું ઋણ સ્વીકારવાના હેતુથી કેટલાક પ્રયત્નો થયા છે, તેમાંનો એક પ્રયત્ન આ 'કમંડલુ'ની પ્રસિદ્ધિ છે.

શ્રી મૂળશંકરભાઈનો જન્મ સંવત ૧૯૫૩ના માગસર વદ ૧૪ને શનિવારે વડાલી (તાબે ઈડર, એ. પી. રેલ્વે) ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ શ્રી કેશવરામ સારથરામ પંડયા અને માતાનું નામ જમનાબાઈ હતું. મૂળશંકરની બે વર્ષની ઉંમરે તેમના પિતા શ્રી કેશવરામ દેવલોક પામ્યા. બીજે જ વર્ષે તેમની માતાએ પણ એ જ માર્ગ લીધો. વરસ દિવસ પછી તેમની બહેન વિદેહ થઈ. મૂળશંકર છ વર્ષ પૂરાં કરે તે પહેલાં તો તે સ્વજનહીન બની ગયા. તેમના કાકા મહાશંકર અને કાકી પાર્વતીબાઈએ મૂળશંકરનો ઊછેર પોતાને માથે લીધો. કાકાકાકી અપુત્ર હતાં, એટલે કુટુંબની એક માત્ર આશા મૂળશંકર ઉપર સ્થિર થઈ હતી.

બાળપણમાં મૂળશંકરનો સ્વભાવ શાંત અને સહનશીલ હતો. આ સ્વભાવ ઉંમરના તથા સમજના વધવા સાથે વધારે દૃઢપણે પ્રકટ થતો ગયો—તે એટલે સુધી કે શાંતિ અને ધૈર્યથી અલગ એમને કોઈ કલ્પી શકતું નહિ.

આઠમે વરસે ઉપનયન સંસ્કાર થયા. દ્વિજજીવનના આ એક મહત્ત્વના પ્રસંગનું આજે તો માત્ર ખોખું જ રહ્યું છે, એટલે ઉપનયનની પાછળ પાછળ ગુરુગૃહવાસ, શિક્ષા-સંસ્કાર વગેરેની કલ્પના કરવી નકામી.

મૂળશંકરના કાકાને યજમાનવૃત્તિ હતી. ગામડે ગામડે યજમાનોને ઘેર ફરતા અને નિર્વાહજોગ એકઠું કરતા. જન્મથી મળેલા બ્રાહ્મણત્વ ઉપરાંત આ વૃત્તિને માટે બીજી કશી યોગ્યતા સંપાદન કરવાની જરૂર હોતી નથી; સંધ્યા કરવાની પણ કોઈએ ફરજ નાખેલી નથી. આવી પરિસ્થિતિમાં મૂળશંકરને શ્રદ્ધાપૂર્વક સન્ધ્યાવિધિ વગેરેનું શિક્ષણ મળવું મુશ્કેલ હતું, છતાં થોડુંક શિક્ષણ તો મળ્યું જ.

અને કાકા વતીની દેખરેખનું કામ કાકીએ રાખવા માંડયું. મૂળશંકરે સન્ધ્યા કરી કે નહિ, કયારે કરી એ વિષે કાકી અચૂકપણે ખબર રાખતાં હતાં.

ગામડા ગામની ગૂજરાતી નિશાળમાં મૂળશંકર બુદ્ધિશાળી વિદ્યાર્થી તરીકે ઓળખાતો હતો. તે સાતમા ધોરણમાં હતો ત્યારે એકવાર પરીક્ષકે છોકરાઓને ઈડર શહેર વિષે 'નિબંધ' લખવાનું કહ્યું. મૂળશંકરે એવો સુંદર નિબંધ લખ્યો કે પરીક્ષક તે પોતાની સાથે લઈ ગયા.

સાથે સાથે મૂળશંકરનો સંસ્કૃત ભાષાનો તથા કર્મકાંડ અને જ્યોતિષનો અભ્યાસ ચાલુ હતો. સંવત ૧૯૬૫માં ગામમાં સંસ્કૃત પાઠશાળા સ્થપાઈ. મૂળશંકરે તે પાઠશાળામાં પદ્ધતિસરનું કર્મકાંડનું શિક્ષણ લીધું.

આ અરસામાં વડાલીના જાણીતા શાસ્ત્રી શ્રી ગણપતિશંકર જયશંકર દવેની પ્રેરણાથી વડાલીમાં 'સ્વધર્મવર્ધિની' નામે સભા સંસ્કૃત પાઠશાળાના વિકાસ માટે સ્થપાઈ. થોડા વખતમાં પાઠશાળાનું પોતાનું મકાન પણ થયું. શાસ્ત્રીજીએ મુંબઈ છોડી વડાલીમાં અધ્યાપક તરીકે પોતાની સેવા અર્પી. આ વખતે તેમને વિદ્યાર્થી મૂળશંકરની પિછાન થઈ. મૂળશંકર ભણવામાં ખંતીલો ને મેધાવી હતો. શાસ્ત્રીજીએ તેને સિદ્ધાન્તકૌમુદી, પંચકાવ્ય અને સંસ્કૃત નાટકોનો અભ્યાસ કરાવવા માંડયો.

હજી મૂળશંકર ગૂજરાતી શાળામાં ભણતા હતા. ત્યાંના શિક્ષક ઘણી વખત ટીકા કરતા કે સંસ્કૃત ભાષા તો મરેલી ભાષા છે, એ ભણીને શું ઉકાળવાનું છે? બીજી બાજુ, મૂળશંકરને સંસ્કૃત ભાષા પ્રત્યે સ્વાભાવિકી પ્રીતિ જાગી હતી. સંસ્કૃત ભાષા અને સાહિત્યના અભ્યાસમાં એને રસ પડતો હતો. તેના મનમાં બે શાળાઓ વચ્ચે ખેંચતાણ જાગ્યું, છેવટે આંતરિક રસવૃત્તિની જીત થઈ. તેણે ગૂજ-

રાતી અભ્યાસ પડતો મૂકયો અને રાતદિવસ દેવગિરાના અભ્યાસ પાછળ ચિત્ત પરોવ્યું.

કાકાને આ ન ગમ્યું. તેમને થયું : 'યજમાનવૃત્તિમાં સંસ્કૃત ભાષાના ભણતરનો કશો પ્રભાવ નથી; ને આ અમરકોશ અને ભમરકોશથી કશો ભલીવાર થવાનો નથી.' તેમણે મૂળશંકરને કહ્યું: 'તારી કેમ બુદ્ધિ બગડી છે?'

મૂળશંકર નવાઈ પામી કાકા સામે જોઈ રહ્યો; પોતાની બુદ્ધિ બગડ્યાની એને ખબર નહોતી. કાકાએ પૂછ્યું: 'શું ભણે છે?'

'સિદ્ધાન્ત કૌમુદી.'

'કૌમુદી ભણ્યા તમે કપૂત! અમે 'સિધાત' નહિ ભણ્યા તોયે રોજ કોથળો સીધું લાવીએ જ છીએને! એ કરતાં તો કંઈ જનમાક્ષર ને જનમોતરીની કુંડળીઓ ચીતરવાનું શીખી લે તો કોઈ ઘર પૂછતું આવશે!'

મૂળશંકરે જ્યોતિષગણિત સંપૂર્ણ શીખી લીધું, પછી ફલજ્યોતિષ વાંચ્યું. પછી સંગ્રહ, કારિકાવલિ, સિદ્ધાંત મુક્તાવલિ, સર્વદર્શનસંગ્રહ અને મહીધરભાષ્યો વાંચ્યાં.

ત્યારપછી પાઠશાળાને અંગે થયેલા દરેક જાહેર ઉત્સવમાં મૂળશંકર બુદ્ધિશાળી વિદ્યાર્થી તરીકે પ્રેક્ષકો આગળ રજૂ થતો. આવી સભાઓમાં ઘણી વખત તેને ઈનામો મળતાં.

અભ્યાસ પૂરો થતાં તેમને જાદર ગામમાં સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક તરીકે મૂકવામાં આવ્યા. થોડા વખત પછી ત્યાંથી તેમને કડિયાદરાની પાઠશાળામાં નીમવામાં આવ્યા. ત્યાં તેમણે પોતાના સ્વભાવ અને શિક્ષણની સુંદર છાપ પાડી.

શાસ્ત્રી ગણપતિશંકરભાઈના પ્રયત્નથી સંવત ૧૯૭૧માં મોડાસામાં સંસ્કૃત અને વેદવિધિના પ્રચાર માટે 'સ્વધર્મ જ્ઞાન પ્રસારિણી' નામે સંસ્કૃત પાઠશાળા સ્થપાઈ. શારીરિક અને માનસિક અનેક

પરિશ્રમ વેઠી શાસ્ત્રીજીએ પાઠશાળાને ચિરસ્થાયી કરવા બનતું કર્યું. વર્ષ પૂરું થતાં મહોત્સવ ઉજવાયો. આ વખતે વિષ્ણુયાગ થયો. ઉત્સવમાં મૂળશંકરે સૌનું ધ્યાન ખેંચ્યું. વખતો જતો કામનો ભાર જોઈ શાસ્ત્રીજીએ મૂળશંકરને મોડાસા પાઠશાળાનું સુકાન સોંપ્યું.

ત્યારથી મોડાસા જ મૂળશંકરભાઈનું મુખ્ય અને એક કાર્યક્ષેત્ર બન્યું.

સંસ્કૃત ભાષાના અને જ્ઞાનના પ્રચાર માટે પાઠશાળામાં શિક્ષણની બિલકુલ ફી રાખવામાં આવી નહોતી; ઉપરાંત વિદ્યાર્થીઓન રહેવાની, તથા જમવા વગેરેની મફત સગવડ આપવામાં આવતી હતી. ધીમે ધીમે વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ગઈ. શાસ્ત્રી મૂળશંકરભાઈના શિક્ષણની સુવાસ ચોમેર પ્રસરતી ગઈ. મોડાસા સંસ્કૃત પાઠશાળાનો આજલગીનો વૃત્તાંત એ શ્રી મૂળશંકરભાઇની જ કાર્યસિદ્ધિનો ઇતિહાસ છે એમ કહીએ તો ચાલે.

આ વખતે મોડાસામાં વિદ્યા પ્રચારનો એક જબરદસ્ત જુવાળ આવ્યો હતો. મોડાસા કેળવણી મંડળની સ્થાપના થઈ ગઇ હતી અને અંગ્રેજી શાળાને સંપૂર્ણ હાઇસ્કૂલના રૂપમાં ખીલવવા વર્ષો વર્ષ એક એક ધોરણ વધારવામાં આવતું હતું. અંગ્રેજી શાળામાં સંસ્કૃત ભાષાનું શિક્ષણ આપવા શ્રી મૂળશંકરભાઈની નિમણૂક કરવામાં આવી. થોડા વખત પછી આ નિમણૂકને કાયમી કરવામાં આવી અને તેઓ હાઈસ્કૂલના કાયમી શિક્ષક તરીકે નીમાયા. આ નિમણૂકથી પાઠશાળા અને હાઈસ્કૂલ એકમેકના નિકટ પરિચયમાં આવ્યાં, અને સંસ્કૃત ભાષાનું શિક્ષણ એકાંગી અને અટૂલું ન પડી જતાં, તેની સાથે આધુનિક યુગને આવશ્યક આંગ્લ ભાષાનું શિક્ષણ જોડાઈ ગયું. આ સંગમે શાસ્ત્રીજીમાં રહેલી ઉદાર સહાનુભૂતિ અને હૃદયની વિશાળતાને પ્રકટિત કરી.

સંસ્કૃત ભાષા તથા સાહિત્યના જ્ઞાનની સાથે સાથે તેમને જ્યોતિષ, અને વૈદકનું પણ ઠીક ઠીક જ્ઞાન હતું. આ જ્ઞાનનો લાભ તેમણે છૂટે હાથે સૌને નિઃસંકોચ મને આપ્યો છે.

માણુસ જ્યારે ફૂલને દલે દલે વિકસેલું જોઈ ખુશ થતો હોય છે, એની સુવાસને પ્રસન્ન મનથી આવકારતો હોય છે ત્યારે જાણે વિધાતા માનવીનો એ ક્ષુદ્ર ઉલ્લાસ જોઈ હાસ્ય કરતો હોય છે! ફૂલની પ્રફુલ્લતાની પળે જ એના ચીમળાટનું ભાવિ લખાઈ ગયું હોય છે. જ્યાં પહોંચ્યા પછી આગળ પહોંચવાનું રહેતું નથી, અને રહે તો એને માટે સાધ્ય હોતું નથી એવી એક ઊંચામાં ઊંચી ટોચ દરેક પુષ્પના, તેમ દરેક મનુષ્યના જીવનમાં આવે છે. આ ટોચને જે ઓળખી શકે છે તેના જીવનમાં વ્યર્થ વલવલાટ ને તરફડાટ અંત ઘડીએ જોવામાં આવતો નથી.

શ્રી મૂળશંકરભાઈને સંવત ૧૯૮૮ થી જીર્ણજ્વર લાગુ પડ્યો હતો. સ્વાભાવિક બેદરકારીથી તેમણે તેની પરવા ન કરી અને એણે જ્યારે વિનાશક રૂપ ધારણ કર્યું, કેમે જ્યારે તાવ ન ગયો ત્યારે કુશળ દાક્તરોની સહાય માગવામાં આવી, અને ત્યારે દુઃખ સાથે માલમ પડ્યું કે તેમને ક્ષય લાગુ પડી ચૂક્યો હતો. શ્રી મૂળશંકરભાઈ પોતાની આ શારીરિક સ્થિતિ અને તેનું અંતીમ પરિણામ સવેળા વરતી ગયા હતા; છતાં તેમની માનસિક સ્વસ્થતા એવી ને એવી કાયમ હતી.

બરાબર આ વખતે હું એમને અમદાવાદમાં મળેલો, ત્યારે મારી સાથે તેમણે ખૂબ શાંતિથી વાત કરી હતી. તે વખતે મેં જોયું કે શારીરિક અસ્વસ્થતાએ આણેલી અમાપ અશક્તિ છતાં તેમના નિત્યાચાર—સ્નાન સંધ્યા ને ઉપાસનામાં બિલકુલ વિચ્છેદ પડ્યો નહોતો.

આ મેળાપ આખરી નીવડ્યો. ત્યાર પછી થોડા જ વખતમાં તેમના અવસાનના સમાચાર સાંભળ્યા. (સં-૧૯૯૦ પોષ વદ ૬, રવિવાર).

મોડાસા હાઈસ્કૂલના શિક્ષકો તથા જૂના નવા તમામ વિદ્યાર્થીઓએ આ અવસાનના ખબરે ભારે આઘાત અનુભવ્યો. કેળવણી મંડળે શોક વ્યક્ત કરતો ઠરાવ કર્યો અને સદ્દગતના એક પુત્રને

મેટ્રિક સુધીનું શિક્ષણ વિના ખર્ચે મળી રહે તેવો પ્રબંધ કર્યો. વિદ્યાર્થીઓએ સદ્‌ગતના સ્મારક માટે એક સમિતિ નીમી. ફંડ ભેગું કર્યું. સદ્‌ગતનું તૈલચિત્ર સ્કૂલના મકાનમાં મૂકવાનો ઠરાવ થયો.

શ્રી મૂળશંકરભાઇએ હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે રહ્યા પછી ઈ. સ. ૧૯૨૪ માં 'અરુણ' માસિક પત્રની સ્થાપના કરી હતી. તેનો પહેલો અંક સાઇકલોસ્ટાઇલથી છાપીને કાઢવામાં, ભાઈ ભોગીલાલ ગાંધી સાથે ઉઠાવેલી જહેમતનો હું સાક્ષી છું. ત્યાર પછી ' અરુણ ' હસ્તલિખિત પ્રકટ કરવામાં આવતું. શ્રી મૂળશંકરભાઈ ' અરુણ ' પાછળ ઘણો શ્રમ લેતા.

' અરુણ ' માં સામગ્રીની વિવિધતા જાળવવા માટે ઘણું લખાણ તેમને લખવું પડતું. આજે ' કમંડલુ ' નામે પુસ્તકાકારે બહાર પડી રહેલો તેમનાં લખાણોનો સંગ્રહ મોટે ભાગે ' અરુણ ' માં જ પ્રકટ થયેલો છે. આ ઉપરાંત પાઠશાળામાં પણ તેમણે ' કમંડલુ ' નામે હસ્તલિખિત માસિકપત્રની શરૂઆત કરાવેલી. તે પ્રયાસ દીર્ઘજીવી ન નીવડેલો, પણ શ્રી મૂળશંકરભાઈ જેવા વિદ્યાવ્યાસંગી પુરુષની સરસ્વતીને ' કમંડલુ ' નામ આપવામાં એ હસ્તલિખિત ' કમંડલુ 'નું મને સ્મરણ થયેલું.

ગૂજરાતનાં બીજાં કેટલાંક સામયિકોમાં પણ શ્રી મૂળશંકરભાઈ પોતાનાં લખાણો છપાવતા. આમાં મુખ્યત્વે ' ગુજરાતી ' ' ગુજરાતી-પંચ ', વગેરે છે, તેમને પ્રસિદ્ધિનો શોખ કે મોહ નહોતો. એથી જ તેમણે પોતાના લેખો ' અરુણ ' હસ્તલિખિતમાં જ પ્રકટ કર્યે રાખ્યા, અને બહારની દુનિયામાં પ્રકાશવાની તેમણે જવલ્લે જ ઇચ્છા કરી. પાછળથી ' અરુણ ' પત્ર છપાઈને બહાર પડવા માંડ્યું; આથી તો તેમની જવાબદારી અનેક ઘણી વધી ગઈ હતી. જિંદગીને કાંઠે આવી પહોંચ્યા ત્યાં લગી તેમણે ' અરુણ 'ની સેવા છોડી નહોતી.

તેમના અવસાન પછી ' અરુણે ' તેમની પુણ્ય સ્મૃતિરૂપે

'સ્મારક અંક' પ્રકટ કર્યો હતો. જૂના નવા તમામ વિદ્યાર્થીઓ, શિક્ષકો તથા હિતેચ્છુઓએ તે પાછળ શ્રમ કર્યો હતો. આજે પણ 'અરુણ'નું પ્રકાશન ચાલુ છે.

પાઠશાળાના ગૃહપતિ તરીકે તેમણે વર્ષો લગી કરેલી સેવા ભુલાય તેવી નથી. તેમણે અબ્રાહ્મણ વિદ્યાર્થીઓમાં પણ સંસ્કૃત સાહિત્યનો પ્રેમ જગાવ્યો હતો. આ સંબંધમાં ગૂજરાતના એક જાણીતા લેખક અને કવિ ભાઈ ભોગીલાલ ગાંધી (**ઉપવાસી**) પોતાનો અનુભવ આમ વર્ણવે છે : 'વહેલી સવારે પાંચ વાગે ઘેરથી નીકળી ગામગોંદરે આવેલી પાઠશાળાની ઓસરી ઉપર બેસી અમે આઠ દશ અબ્રાહ્મણ વિદ્યાર્થીઓ શાસ્ત્રીજી પાસે સંસ્કૃત શીખવા જતા—એ મંગલ પ્રભાતો ભુલાય એવી નથી. બ્રાહ્મણોની પાઠશાળામાં મારા જેવા અબ્રાહ્મણ વિદ્યાર્થીને મહીનાઓ સુધી સ્થાન આપી, વેદમંત્રોનું ઉચ્ચારણ કરતા બ્રાહ્મણ વિદ્યાર્થીઓની સાથે જ મને મંત્રોચ્ચારણ કરવાની છૂટ આપતાં એમને બ્રાહ્મણ વિદ્યાર્થીઓની થોડીક અપ્રિયતા વહોરી લેવી પડી હતી. ત્યારે જવાબમાં એ કહેતા: 'વણિકો પણ દ્વિજ જ છે. દ્વિજ માત્રને વેદ અધ્યયનનો અધિકાર છે. સૌ સાથે જ મંત્રોચ્ચારણ કરે એમાં કશું અધર્મ્ય નથી.'

મારો જ એક દાખલો ટાંકું.

એક પ્રભાતે હું વેદમંત્રોથી પરિપૂર્ણ પૂજાસ્તવન મોટેથી ગાઈ રહ્યો હતો, તેમાં વચમાં વચમાં ગાયત્રી મંત્ર આવતો હતો; તે સાંભળી નજીકના ઘરમાં રહેતા એક સુશિક્ષિત બ્રાહ્મણ ઉઘાડે માથે ગાંઠ બાંધેલી ચોટલી ઉલાળતા, ધસમસતા બારીમાં આવી ડોકાયા. તેમણે રાડ પાડી : 'એઈ...બંધ કરો, બંધ કરો. તમારે માટે આ મંત્રો નથી. ગાયત્રી ગાવી હોય તો તમારે માટે વૈશ્ય ગાયત્રી છે.' મેં તેમનો વિરોધ ગણકાર્યા વગર સ્તવન પૂરું કર્યું; બ્રહ્મદેવે મારી ધૃષ્ટતા જોઈ મને શાપ દીધો હશે કે કેમ તે કહી શકતો નથી, કારણ કે

તે મને લાગ્યો નથી. પણ આ વિષે સાંજે શ્રી મૂળશંકરભાઈ સાથે વાત થતાં તેમણે હમેશ મુજબ મંદ હસીને કહ્યું :

**जन्मना जायते शुद्र : संस्कारात् द्विज उच्यते**

જન્મથી માનવી શુદ્ર, સંસ્કારે તે બને દ્વિજ!

મોડાસા કેળવણી મંડળના તે વખતના પ્રમુખ શ્રી મોહનલાલ વિ. ગાંધી તથા હેડમાસ્તર શ્રી. ભાઈચંદભાઈ માણેકચંદ શાહ સદ્‌ગત પ્રત્યે ભારે સ્નેહ અને સન્માનની લાગણી ધરાવતા હતા. ત્રણે સજ્જનો દરરોજ સાંજે સાથે ફરવા માટે જતા, તે વખતે સ્વાભાવિક રીતે અનેક પ્રશ્નો વિષે વાતચીતો ચાલતી. શ્રી મોહનભાઈ આ વિષે પોતાનું સ્મરણ નોંધતાં લખે છે : ‘ મૂળશંકરભાઈ ઘણું ઓછું બોલનારા હતા. અને બોલે ત્યારે પણ મીઠું અને પ્રિય વાક્ય હાસ્ય સાથે બોલતા. પોતાના બોલવાથી સામા માણસને ખોટું તો નહિ લાગે, તેને આઘાત તો નહિ થાય તેવી ચિંતા તેમને હરદમ થતી હોય એમ લાગતું. ભલે કોઈ તેને ભીરુતા કહે, પણ હું તો તેને હૃદયની સહજ કોમળતા કહીશ. આવી કોમળતા ધારણ કરનાર અહોભાગી છે ! ’

એક સાંજે શ્રી મૂળશંકરભાઈની રૂબરૂ મારે કોઈ વાત પર એક ભાઈ સાથે વિતંડાવાદ થઈ ગયેલો. તે વખતે શ્રી મૂળશંકરભાઈ પર ચીડાઈ જઈ મેં બોલી નાખેલું : ‘ તમે તો ચાલણગાડી જેવા છો. જે ધક્કેલે તેનો રસ્તો તમને સાચો લાગે. ’ આશ્ચર્યની વાત કે મૂળશંકરભાઇ બિલકુલ ગુસ્સે થયા નહિ. હું વિદ્યાર્થી હતો ત્યારે એ મારા ગુરુ હતા; પછી એમણે મૈત્રીભાવ કેળવ્યો, પણ તેમની આગળ વિદ્યાર્થીપણું રાખવામાં મને હમેશ આનંદ આવ્યો છે.

શિક્ષક તરીકેના આવશ્યક ગુણો તેમનામાં સ્વાભાવિક હતા, તેથી કોઈ પણ વિદ્યાર્થીનું દિલ જીતી લેતાં એમને વાર લાગતી નહિ. તેમની નમ્રતા, શીખવવાનો સહજ ઉમળકો, સહાનુભૂતિ અને જ્ઞાન— આ ગુણો તેમની વિદ્યાર્થીપ્રિયતાના કારણ રૂપે છે.

મને બરાબર યાદ છે, હાઈસ્કૂલમાં ભણતો હતો ત્યારે શરૂઆતમાં સંસ્કૃત શીખવામાં મને રસ નહોતો પડતો. મારા એક સહાધ્યાસીએ રામ શબ્દની આઠમી વિભક્તિનાં રૂપો પરીક્ષામાં પુછાતાં **रामः रामौ रामाः पुनरपि पुनः रामः रामौ रामाः** આ રીતે એકનું એક રૂપ આઠ વખત લખ્યું હતું. આવો ખંતીલો વિદ્યાર્થી પણ પરીક્ષામાં પુનરપિ પુનઃ નપાસ થાય તો એ સંસ્કૃત ભાષા કેટલી કઠોર હોવી જોઈએ? એ કઠોરતા સામે હું બિલકુલ ટકી શકવાનો નથી, અને તેથી એવો ટકવાનો પ્રયત્ન કરવો જ ગેરવાજબી છે એમ માની હું સંસ્કૃત પ્રત્યે ઉદાસીન હતો. એવામાં એક વાર વર્ગમાં મૂળશંકરભાઈએ વ્યાકરણનો કોઈ એક પ્રશ્ન પૂછ્યો. બે ચાર વિદ્યાર્થીઓને ન આવડ્યો, પણ અકસ્માત સરસ્વતીની મારા પર કૃપા વરસી ગઈ. હું કંઈક બોલી ઊઠ્યો, ને સદ્‌ભાગ્યે તે સાચો જવાબ નીકળ્યો. શ્રી મૂળશંકરભાઈએ તે વખતે મારો ખભો થાબડી ધન્યવાદ દીધો—હમણાંયે જાણે એ મારો ખભો થાબડતા હોય એમ લાગે છે. એ ધન્યવાદે મારામાં સંસ્કૃત શીખવાનો ઉત્સાહ અને આશા પેદા કર્યાં. આવું તો કેટલાયે વિદ્યાર્થીઓના જીવનમાં બન્યું હશે!

પોતે સાહિત્યના રસિયા, એટલે વખતોવખત વર્ગમાં જૂના નવા કવિઓ અને એમની કવિતા વિષે પ્રાસંગિક ઉલ્લેખ કરતા. આવા ઉલ્લેખો ઘણી વખત વિદ્યાર્થીઓને ઈતર વાચન માટે પ્રેરનારા નીવડે છે.

એમણે પોતે ગદ્ય અને પદ્ય બંનેમાં હાથ અજમાવ્યો છે. એમનાં લખાણોમાંથી પસંદ કરીને થોડાક ગદ્યપદ્ય લેખોનો સંગ્રહ 'કમંડલુ' નામે પ્રકટ થાય છે. આ પરથી તેમની વિચારસૃષ્ટિ કેટલી વ્યાપક હતી તેનો ખ્યાલ આવી શકશે. સામાન્ય રીતે સંસ્કૃતનો પંડિત એટલે પ્રગતિમાન યુગની સાથે જેનો મેળ ન બેસે તેવું શાસ્ત્રજડ પ્રાણી. એની વિચારસૃષ્ટિ રૂઢિની ભીંતો ભેદીને ચાલી જ ન શકે.

શ્રી મૂળશંકરભાઈના આ લેખો બતાવશે કે તેઓ જમાનાનાં વહેણને પારખતા હતા અને નવયુગની દૃષ્ટિએ વીતેલા યુગનાં મૂલ્ય મૂલવવાનો આગ્રહ ધરાવતા હતા.

'હું બ્રાહ્મણ ! મારો ધર્મ તો ઉપદેશ આપવાનો; નોકરી કરવાનો નહિ.' આ જાતની એમની ધર્મવૃત્તિ હતી. એટલે નોકરી કરવી પડે છે એ વાતનું એમને દુઃખ રહેતું. પણ એ દુઃખ નોકરીને બને તેટલી સેવાના રૂપમાં ફેરવી નાખીને ટાળવાનો પ્રયત્ન તેમણે કર્યો હતો. વિદ્યાર્થીઓને તે પોતાને ઘેર અભ્યાસ માટે બોલાવતા. આ કંઈ 'ટ્યુશનિયું' નહોતું; એટલે ટ્યુશનનું વૈતરું અને વેતનની આશા એમાં નહોતી. સવારે સ્નાનસંધ્યા કરી આઠેક વાગે તેઓ નિવૃત્ત થતા, એટલામાં ચાર પાંચ વિદ્યાર્થીઓ પાઠ લેવા આવેલા જ હોય. તેમને પાઠ આપી રહે એટલામાં બીજા બે ત્રણ વિદ્યાર્થીઓ આવી ઊભા હોય. એ વિદાય ન થયા હોય ત્યાં બીજા ચાર તૈયાર હોય ! આ ઉપરાંત પ્રાસંગિક અભ્યાસ માટે આવેલા હોય તે જુદા ! કોઈ જ્યોતિષ, તો કોઈ કર્મકાંડ, કોઇ સાહિત્ય, તો કોઈ વર્ગનો પાઠ શીખવા આવે. બપોરે ૧૧ થી ૫ હાઈસ્કૂલમાં નોકરી. સ્કૂલમાંથી છૂટી થોડો સમય ફરવા માટે જાય. ફરીને ઘેર આવે ને વાળુ કરી પરવારે કે ઘરમાં નાનકડી પાઠશાળા શરૂ થઈ જાય. રાતના દશ સુધી આમ ચાલ્યા કરે.

તેમણે સંસ્કૃતમાં પણ કેટલાક લેખો, કાવ્યો ને સંવાદો લખ્યા છે, તેમાંના કેટલાક સંસ્કૃત સામયિકોમાં છપાયા હતા. મરાઠી ભાષામાં પણ તેઓ પ્રવેશ કરી ચૂકયા હતા. બંગાળી ભાષા પણ તેઓ ઠીક ઠીક વાંચી સમજી જાણતા. કવિવર ટાગોરની 'કથાઓ કાહિની' એમને ખૂબ ગમી ગઈ હતી.

શિક્ષણ પાછળ એ કેટલો શ્રમ લેતા એનો એક દાખલો આપું. એક ભાઈ એમની પાસે 'અવધૂત ગીતા' શીખવા જતા. સંસ્કૃતમાં લખેલો ગ્રંથ સંસ્કૃત ભાષાના જ્ઞાન વગર સંપૂર્ણ ન સમજાય એવો

શાસ્ત્રીજીનો આગ્રહ, તેથી તેમણે તે ભાઇને એકડે એકથી સંસ્કૃત શીખવવા માંડયું. પાંચ વર્ષ સુધી તેમણે તેની પાછળ પરિશ્રમ લીધો, અને પછી એ એક જ વિદ્યાર્થીની ખાતર આખી 'અવધૂત ગીતા' ના એકે એક શ્લોકને શુદ્ધ સરળ સંસ્કૃતમાં સંવાદ રૂપે લખવા માંડ્યો. મૃત્યુએ એમનું એ કાર્ય પૂરૂં ન થવા દીધું, પણ આ પરિશ્રમ કેવી અથાક નિષ્ઠાનું ફળ હશે! અને, અહીં એ વાત ભૂલવાની નથી કે આ ' ટયુશન ' નહોતું!

તેમની રીતભાત વિનયી અને નિર્દંભી હતી. અધિકારીઓ સાથેના વ્યવહારમાં પણ હમેશાં તે સ્વમાનશીલ અને સમર્યાદ રહેતા. વિરોધ તેમને ગમતો નહિ, એટલે કલહ વિવાદથી તે સદા દૂર રહેતા.

જાહેર પ્રવૃત્તિમાં તેમના શાંત સ્વભાવનો મેળ બેસે તેટલે સુધી જ તે ભાગ લેતા. ઘણી વાર જાહેરસભાઓમાં ભાષણો આપતા, પણ તે વખતે યે ભાષણકર્તાનો રૂવાબ અને જુસ્સો ધારણ કરવાનો તેમણે કદી પ્રયત્ન કર્યો નથી.

શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ સ્થાપેલા પુષ્ટિ સંપ્રદાયના ધાર્મિક સાહિત્યનો તેમણે ઠીક ઠીક અભ્યાસ કરેલો; શ્રી મોહનલાલ વિ. ગાંધી એક વખત જ્ઞાનતંતુની બિમારીથી પીડાતા હતા ત્યારે તેમણે તેમને નિયમિત શ્રી સુબોધિનીનું રહસ્ય સમજાવી માનસિક સ્વાસ્થ્ય મેળવવામાં ખૂબ સહાય કરી હતી.

કર્મકાંડનું પણ તેમને સારું જ્ઞાન હતું. દાંતાના રાણાએ 'સહસ્ર ચંડી' પ્રયોગ વખતે તેમને નિમંત્રણ આપી બોલાવેલા ને નવાજેલા; ઈડરના મહારાજા શ્રી હિંમ્મતસિંહજીના રાજ્યાભિષેક પ્રસંગે 'શત-ચંડી' પ્રયોગમાં પણ તેમને નિમંત્રણ તથા રૂ. ૫૦)નું ઈનામ મળેલું. મોડાસામાં સંવત ૧૯૮૮ માં તેમના આચાર્યપદે નવકુંડાત્મક વિષ્ણુ-યાગ થયેલો. ખેડબ્રહ્મામાં દેવીભાગવતનું પ્રવચન પણ તેઓ કરતા

હતા. દર્શનશાસ્ત્રનો પણ તેમને અભ્યાસ હતો. અને તે તેમણે નડિયાદની સંસ્કૃત 'પિયુષ પત્રિકા' માં લખી પ્રકટ કરવા માંડ્યો હતો.

શ્રીમદ્ ભાગવતના અભ્યાસના પરિપાક રૂપે તેમણે 'શ્રી ભાગવત પ્રવેશિકા' તથા શ્રી. ભાગવત નિમજ્જન' નામે બે પુસ્તકો લખેલાં છે. આજે તે ઉપલબ્ધ નથી. 'પ્રવેશિકા' ને ફરી સંસ્કારીને કથાભાગ જરા વિસ્તૃત કરી નવેસરથી પ્રચલિત કરવાની જરૂર છે.

એમના ચિત્તસ્વાસ્થ્યનું એક ઉદાહરણ એમની માંદગીના કાળનું હું ઉપર આપી ગયો છું. બીજું અહીં ઉમેરું:

એક વાર એમના ઘરમાં ચોરી થયેલી; સારી એવી રકમ ગયેલી. છતાં આ બાબતની એમણે માત્ર એકાદ બે જણનેજ વાત કરેલી. ચોરીનો પત્તો ન લાગ્યો, પણ તેમના મનને તો તેવીજ શાંતિ રહી હતી.

તેમની સહૃદયતાનું આ નીચે આપેલું એક સુંદર ઉદાહરણ ભાઈશ્રી પૂનમચંદ દોષી દ્વારા આપણને પ્રાપ્ત થાય છે. સને ૧૯૧૯ ના શિયાળામાં એક વાર માલમ પડ્યું કે વિદ્યાર્થીઓને ખોરાકમાં ઘી આપી શકવાની સગવડ થઈ શકી નથી. વિદ્યાર્થીઓને જે ન મળે તે પોતે કેમ સ્વીકારી શકે! તેમણે તરત સંકલ્પ કર્યો કે જ્યાં લગી વિદ્યાર્થીઓને ઘી ન મળે ત્યાં લગી પોતે પણ લૂખું ખાવું. ત્રણેક દિવસની તપશ્ચર્યા બાદ બધી સગવડ બની ગઈ હતી.

ઈ. સ. ૧૯૨૦ માં હાઈસ્કૂલમાં જોડાયા પછી એમને લાગ્યું કે હાઈસ્કૂલમાં શિક્ષક થયા પછી અંગ્રેજી ન જાણીએ એ કેમ ચાલે? એમણે અંગ્રેજી ભાષાનું ભણતર, એક વિદ્યાર્થીને શોભે એવા ઉદ્યમ અને ખંતથી શરૂ કર્યું અને થોડાક જ મહીનાઓમાં અંગ્રેજી પાંચમા ધોરણના વિદ્યાર્થી જેટલું અંગ્રેજી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું.

આવા એક ઉજ્જવલ આત્માનો માત્ર છત્રીસ-સાડત્રીસ વર્ષની ઉમરે વિલય થઈ ગયો. એમની ખોટ રડવાનો આ અવસર નથી;

પણ એમના જીવનની સૌરભનો પરિચય કરાવવાનો જ માત્ર ઉદ્દેશ રાખ્યો છે. એક જૂની ઉક્તિ છે :

**નૈંાવ રહૈ કૈં ગીતડાં કૈ ભીંતડાં**

માણસના મૃત્યુ બાદ નામ રહે કાં ગીતથી—એની વિદ્વત્તાથી, કાં ઇમારતથી. શ્રી. મૂળશંકરભાઇ એમની પાછળ ઈંટ ચુનાની કોઇ ઇમારત ઊભી કરી ગયાનું મારા જાણવામાં નથી, પણ ગીતની ઇમારત તો અહીં આપણી આગળ મોજુદ છે.

**પ્રભુ એમના આત્માને શાંતિ આપો !**

**મોડાસા,**
સુદ અગિયારસ,
કારતક, ૧૯૯૬

**રમણલાલ સોની**

## શ્રી મૂળશંકરભાઇનાં પુસ્તકો

શ્રીમદ્ ભાગવત પ્રવેશિકા

શ્રીમદ્ ભાગવત નિમજ્જન

# એ જ વિભૂતિ

: મનહર :

ક્ષિતિજના તટપર ઉષાના તરંગ રંગ,
મન્દ મન્દ મલયના સમીરનું મ્હેકવું;
ભાતીગળ પાંખવાળાં પંખીઓનાં સ્નેહગાન,
કોયલનું મધુર નિકુંજમાં ટહૂકવું.
નૃત્ય બાલ રવિતણું જલના તરંગ સંગ,
કુસુમચુંબન અને મોતીનું ટપકવું;
પ્રકૃતિની રંગભૂમિ સુન્દર બતાવી દઈ,
પડદા પાછળ નાટયકારનું ઝબકવું.

પ્રકૃતિને ઉર, વન ભૂમિના પાલવ મહીં,
પ્રફુલ્લ કુસુમતણા વિમલ સુહાસમાં;
મધુર પરાગ-મદિરાની મન મોહિનીમાં,
ઝરણાંના ઝરણમાં, સરિતાના ગાનમાં,
કવિતાના જીવનમાં, ચિત્રની સજીવતામાં,
નાયકના નેહ વિશે, ગાયકના તાનમાં;
એ જ એક મનહર વિભૂતિ પ્રકાશે નિત્ય,
જલ થલ અનલ અનિલ આસમાનમાં!

# દુઃખમાં દિવ્યતા

ઃ ઉપજાતિ :

શબ્દો મધુરા નભમાં રહે છે,
ને રમ્ય રૂપોય શિલા તળે છે;
અદૃશ્ય તે સ્વપ્નમહીં પડયાં છે,
જગાડનારા વિરલા જનો છે.

મોટી શિલા યંત્ર તણા પ્રહારથી ?
ધરે રૂપો જેમ રૂડાં બહારથી;
દુઃખો રૂપી ખડ્ગ તણા પ્રહારે,
દોષો જતાં નિર્મલ ચિત્ત થાયે.

તેથી પ્રભો ! આ હૃદયે વસેલાં,
સ્વરૂપ ને તત્ત્વ જ જે તમારાં
કદાપિ લોપાય ન, એમ નાથ !
કરો મહા મોહ તણો વિનાશ.

# સંધ્યા

દશે દિશામાં ફરી ફરીને,
તમ કાપી, ચેતન આપી,
સૂરજની કાન્તિ ગઈ ચાલી,
સંધ્યા ખીલી રૂપાળી!

એના સિન્દુરી મુખનું ઝીલી
બિંબ, બની સિન્દુરી દિશા,
ભભકભર્યાં નવરંગી વસ્ત્રો
અંગે એને સોહે કશાં!

લાલ ભાલમાં તારક ચોડયો,
ચકચકતો તિલક સ્થાને,
બીજ તણો ચાંદલિયો માથે,
ગૂંથ્યું કેસુડું જાણે!

તરતી કાળી વાદળીઓમાં,
સિન્દુરી શુભ કોર મૂકી,
મૂઠીએ મૂઠીએ નભ આંગણુમાં,
વેર્યાં કૈં તારક મોતી.

સર સાગર નદી જળ સોનેરી,
લીલાંપીળાં ગિરી શિખર કીધાં,
મ્હેલ માળ ઘુંમટ દેવળનાં,
સુવર્ણ રસથી રસી દીધાં.

કમળ બિડાયાં, ભમરા જંપ્યા,
પવન મંદ, જળ શાન્ત દિસે,
મુનિજન તટપર સંધ્યા કરતા,
ઘડીભર મૌન ધર્યું વિશ્વે!

# પ્રવાસી

: હીંચ :

ધોરી મારગ ના શોધ્યો જડે ત્યાં,
મુસાફરી મારે ખેડવી જી રે;
આડી વાટે જ્યાં દોરે પગથીઓ,
એવા વેરાને દિશ સાધવી જી રે.

કંકર કંટક પર ચીલા છે પાડવા,
વાડો ને ઝાંખરાં વેડવાં જી રે;
કોમળ કાયા વજ્ર જેવી બનાવી,
ગાઢાં અરણ્યપન્થ ખેડવાં જી રે.

ધીખ્યાં ધીખ્યાં રણુ વ્હાયે જ્યાં વાયરા,
દૃષ્ટિને ધૂળકોટ ઘેરતા જી રે;
ધીરજ ધરી, સહી, ભેદીને સર્વ પડ,
અગમ્ય દિવ્ય પંથ ખોલવા જી રે.

ઊછળતાં પૂર ગોળ ફરતી ભમરીઓ,
તેમાં તરીને પાર પામવું જી રે;
મૃત્યુના મુખસમી શૈલ તણી કન્દરા,
ચીરીને આગળ વાધવું જી રે.

મારે વોળાવી અન્ય કોઈ ન જોઈએ,
ભાથાંય મારે બનાવવાં જી રે;
સાધન જરૂરી સર્વ મારે નીપાવવાં,
ત્હોયે પ્રવાસસુખ માણવાં જી રે.

# યાચના

: મન્દાક્રાન્તા :

ઇચ્છા–વેલી મુજ હૃદયમાં પામી છે જે વિકાસ,
અંકુરો કૈં ફુટી ફુટી ખીલે તેહમાંથી સદાય;
કિન્તુ તેમાં મધુર મધુરો એક અંકુર સાદો,
પોષી તેને પ્રિયવર સદા રાખજે તું ખીલંતો.

—જેથી પેખું પ્રતિદિન તને સર્વથા ખીલતો હું,
એનાં રૂડાં મધુર ફુલડાં પાયમાં અર્પતો રહું;
જેથી વ્હાલા, કદિ હું તુજને ઢાંકીયે ના શકું ને,
ત્હારાં ગીતો મનહર બધે નાથ, ગાતો ફરૂં રે!

આ સંસારે જકડી મુજને બન્ધનો રાખતાં જે,
તે તોડીને પ્રિય મુજ કને રાખજે બંધ એક;
કે બંધાઈ રહું હું તુજથી સૂરમાં સૂર પૂરું,
મ્હારો હેતુ મમ જીવનમાં હું ફૂલંતો નીહાળું.

## કમંડલુ

: વંશસ્થ :

કમંડલુ દિવ્ય પવિત્ર પાત્ર છે,
અશેષ તીર્થોદકથી ભરેલ છે;
પ્રવાસનો સૌ શ્રમ-ખેદ ટાળવા,
પીઓ સુખે જીવનને સુધારવા.

## તેજ

: હરિગીત :

જે તેજ સુંદર સુજ્ઞના આનંદ નિધિનું ધામ છે,
જેના વડે કલિના તમોમય મળ સકળ દૂર થાય છે.
તે તેજ માનવ માત્રના હૈડે વસીને કાપજો,
સહુ પાપ-તાપ, ને સદા સત્પ્રેમ શાંતિ સ્થાપજો.

# હૃદયકમળ

હૃદય કમળનાં ફૂલ,
ખીલો અમ હૃદય કમળનાં ફૂલ :
મન્દ પવનની લહરે પસરો,
પરાગ એની અમૂલ :
સહજ હસંતાં પરિમલ વહજો,
જન–મનને અનુકૂલ : ખીલો૦

વિવિધરંગી પાંખડીએ વિલસી
હરો સકલ સંતાપ :
કેસર તંતુ પાંખડી ભીંજી,
કોષ થકી રસધાર :
નીતરો જીવનપ્રદ એ સાર. ખીલો૦

## અમૂલ્ય આંસુ

: રાગ બિહાગની ચાલ :

જગમાં કંઈ આંસુ અમૂલ્ય જ છે.

કરુણા વત્સલતા ભક્તિ પ્રીતિ
હર્ષ— અનુનયથી ટપકે— જગમાં૦

જેનાં નેન પવિત્ર થયાં નહિ,
ભાવ–ભરિત અશ્રુ–ધારે;
તે જનની નિષ્ફળ છે દષ્ટિ,
આંખ નહિ ખાડા જ ખરે— જગમાં૦

## અન્તર્લિપિકા

યમુના બ્હેન છે કોની?
ગંગાની કેવી છે ગતિ?
કઈ હંસ તણી શોભા?
**ધર્મનો શીઘ્ર છે ગતિ.**

# પિતૃ વરદાન

## अश्माभव

: પૃથ્વી :

થજે પહલવાન તું દૃઢશરીર શિલા સમો,
પડે ઉપર જેહ તે તરત થાય ચૂરેચૂરો;
સદાય સહી તું શકે વિષમ દુન્યવી સંકટો,
અને ઘડતરે સહે નિશિન તીર શાં ટંકણો.

## परशुर्भव

ચીરે, ન અટકી રહે, પરશુ 'ખોડ' પોલાદનો,
કરે જ શતખંડ તે કઠણુ કાષ્ઠ સંભારને;
હજો મતિ સતેજ ને વિમલ પારદર્શી બધે,
પ્રવેશી પદ જાલમાં તરત તત્ત્વ વસ્તુ ઝીલે.

## हिरण्यमुतं भव

લગીર ઘટ, વર્ણનો ફરક ના પડે કુંદને,
ઘસો, અનલમાં દહો, દઈ જ ઘાવ કાપો ભલે;
સદાય તવ આતમા વિમલ અગ્નિ શો પ્રજ્વળો,
અદીન, રત કર્મમાં, કુસુમ શો સુગન્ધી ભરો.

# શૂળીનો માર્ગ

[ સેકસનીના રાજા હારમેનની રાણી સોફિયા પોતાની થનાર પુત્ર (લુઈની) વધૂ ઇલિઝાબેથની સાથે એક રવિવારે પ્રાર્થના મંદિરમાં ગએલી. મંદિરમાં પેસતાં જ ક્રુસ થી વીંધાએલું ઈસુનું ચિત્ર ઈલિઝાબેથની નજરે ચઢયું. તેના હૃદયમાં દર્દ થયું. શરીરે કંપારી છૂટી, ને માથા પરનો મુકૂટ પડી ગયો. સોફિયા તેને ઠપકો દેવા લાગી. ઉત્તરમાં ઈલિઝાબેથે જણાવ્યું: 'ક્ષમા માડી, ક્રૂસથી વિદ્ધ પ્રભુ આગળ આવા રાજવેષે પ્રાર્થના કરવી એ શું પ્રભુનું અપમાન નથી ? આ પ્રભુ આપણને કહી રહ્યા છે કે એમને પામવાનો માર્ગ રાજસ સુખનો નહિ પણ શૂળીનો, કષ્ટ સહન કરવાનો છે. ]

: અનુષ્ટૂપ્. 'આજે ઉપાસના કેરો દિન છે સજ્જ તું થજે'
ઉમંગે સોફિયા રાણી ઇલિઝાબેથને કહે.

: મન્દાક્રાન્તા : સોહે અંગે પટકુળ ધર્યાં ભૂષણો કીમતી કૈં,
માથે મૂકયો મુકુટ ઉજળો કેશસેંથો સમારી,
સાસુ સાથે કુટતી કળી શી ગૌર–અંગી હુલાતી-
ચાલી ભાવે; પ્રભુ ઈસુ તણી પ્રીતિથી ફૂલી છાતી.

: ઉપજાતિ : ત્યાં પેસતાં દ્વાર વિષે કુમારી,
મૃત્યુ સમે ક્રૂસ વડે જ વિદ્ધ—
દેખી ઈસુની પ્રતિમા ઊભેલી—
ઠરી ગઈ, ચિત્ર શી, ભાન ભૂલી.

:વસન્તતિલકાઃ અંગો ધ્રૂજે, હૃદયમાં કંઈ દર્દ થાય,
ને આંસુ ધાર થકી ઊર મૃદુ ભીંજાય;
બેસી ગઈ, મુકુટ ભોંય પડયો અગાડી,
ને વાળ કેરી લટ વિખરી ભાલ આવી.

: અનુષ્ટૂપ: "આ મુકુટ તણો ભાર શું તુંથી સહેવાય ના?
ઉઘાડે શિર જે બેઠી, આમ લાજ લુંટાવવા?"

:મન્દાક્રાન્તા: "શૂળો કેરો મુકુટ પ્રભુને મસ્તકે આંહી ભાળું,
તો સોનાનો મુકુટ શિર હું, શી રીતે માડી ધારું?
સ્વામી શૂળી પર તહીં, અહો! વેષ આ તર્જના છે!
હૈયેથી જો રસ નહિ ઝર્યો, તો વૃથા ગર્જના છે!

: અનુષ્ટૂપ: ક્ષમા માડી, ક્ષમા માડી! શૂળીના સહનારને
પ્રભુનો પન્થ ખુલ્લો છે; નહિ સેજ સુનારને!!"

# મૃત્યુમાંથી અમૃતત્વ

:અનુષ્ટૂપ: "યજ્ઞાન્તે ઘરડી ગાયો, પિતાએ દીધી દાનમાં,
એવા દાન થકી યજ્ઞ, પૂર્ણ કેવી રીતે થશે?
પ્રિય વસ્તુ તણો ભોગ આપવો યજ્ઞ-હેતુ છે."
વિચારીને નચિકેતા, પિતાને વિનતિ કરે.

:શિખરિણી: "મને કોને આપો?' ફરી ફરી પૂછે એ વિનયથી,
થઈ ગુસ્સે તાતે કહ્યું: 'મરણને' સંભ્રમ થકી,
પૂછયું જીજ્ઞાસાથી "મરણ કરશે તાત શું મને?
નકી હું જવાનો! મરણ વળી વસ્તુજ શું હશે?"

:અનુષ્ટૂપ: કહે તાત પછી એને: "મૃત્યુનો સહુને ભય,
ત્યાં જવા કોઈ ના ઇચ્છે, મૃત્યુ તો છે અગોચર."

:માલિની: બહુ બહુ સમજાવે, તોય તે ના ડગ્યો કૈં,
ભય, દુઃખ દિલ છાંડી તે ગયો મૃત્યુ-લોકે;
ત્રણ નિશ ભૂખ વેઠી, મૃત્યુનો એ અતિથિ,
પણ શુભ વર પામ્યો, મૃત્યુનું ચિત્ર જીતી.

:શિખરિણી: નચિકેતા—
શમે ગુસ્સો, ચાહે, અહીંથી પળમાં તાત મુજને,
કહો સ્વર્ગાગ્નિ શું?—અમર, નહિ જેથી ફરી મરે.

થયો રાજી મૃત્યુ, વચન સુણતાં બાલક તણાં:
કીધી ઇચ્છા પૂરી, શુભવચનથી કાર્ય સરતાં.

:અનુષ્ટુપ: મૃત્યુ પછી હશે જીવ ' કો કહે, કોઇ 'ના' કહે;
એમાંથી સત્ય શું ? મૃત્યુ ! ગતિ આગે થતી હશે ?

:માલિની: યમ—
બસ બસ બસ ભાઈ, વાત એ છોડી દે તું,
અમર પણ ન જાણે ગૂઢ એ તત્ત્વ ઝીણું.
પશુ, ગજ, હય, સૌનું અલ્પ કે દીર્ઘ આયુ'
દઈ દઉં હમણાં હું, માગી લે જે ગમે તું.

:ઉપજાતિ: નચિકેતા—
પામીશ સૌ દેવ તણી કૃપાથી,
આ જ્ઞાન ક્યાં પામીશ આપ પાખી ?
ત્રૈલોક્યનું રાજ્ય મળે, તથાપિ,
ન એની તોલે ગણું હું કદાપિ.

:શાલિની: યમ—
જે જે ભોગો મર્ત્ય લોકે મળે ના,
તે તે આપું બાલ, તું ભૂલતો મા.

:શાલિની: નચિકેતા—
ના, ના, મારે તેમનું કૈં ન કામ,
એ અસ્થાયી, સર્વ દુ:ખોનું ધામ

:અનુષ્ટુપ્: યમ—
ઇચ્છે છે તું સુવિદ્યાને, નામ ના મોહમાનનું;
ધન્ય છે વત્સ ટેકીલા, પાત્ર તું જ્ઞાનદાનનું.

:ઉપજાતિ: ન જન્મતો કે મરતો નથી એ,
નથી થયો કે પછી ના થવાનો;
પુરાણ ને શાશ્વત નિત્ય આત્મા,
કાયા પડે ના મરતો અજન્મા.

:શાલિની: બે માર્ગો છે: શ્રેય ને પ્રેય ભિન્ન,
સુજ્ઞો શ્રેયે જાય, ના થાય ખિન્ન;
અજ્ઞો ઇચ્છે દુન્યવી ભોગ પંથ,
ડૂબે મૃત્યુ પંકમાં જેમ અંધ.

:અનુષ્ટુપ્: સૂક્ષ્મમાં સૂક્ષ્મ,મોટામાં મોટો,સૌ હૃદયે રહ્યો,
વીતરાગ જુએ તેને, થાય ચિત્ત પ્રસન્ન જ્યાં.

:વસંતતિલકા: આત્મા રથી, શરીરને રથ જેમ જાણો,
છે બુદ્ધિ સારથી, લગામ મન પ્રમાણો;
ઇન્દ્રિય, અશ્વ વિષયો ભણી દોડતા ને,
સન્માર્ગમાં વળી જતાં પ્રભુ પ્રાપ્તિ થાયે.

:અનુષ્ટુપ્: ઇન્દ્રિયો થકી શબ્દાદિ પર, તેથી મનઃ પર,
મનથી પર છે બુદ્ધિ, આત્મા બુદ્ધિ થકી પર!
આત્માથી પર અવ્યક્ત, તેથી પૂરુષ છે પર,
તેનાથી કોઈ ના મોટું, તે સીમા તે પરાગતિ.

# બે પક્ષી

એક મોટું ઝાડ જૂનું, એવડું વિશાળ!
ઊંચે ઊંચે મૂળ એનાં, નીચે નીચે ડાળ!

ઊંચી નીચી ડાળ બેઠાં પંખી બે સુજાત;
જાત બેની એક તોયે જુદી જુદી ભાત.

ઊંચેનું ઊંચે ને ઊંચે વિહરે સદાય,
ગીત મીઠાં ગાય, સદા આનંદે ફુલાય;

કાંઇ ના તે ખાય, નિજ આનંદે ધરાય,
તૃપ્તિ તો અમાપ તેની તેજસ્વી લખાય!

બીજું પાકાં ફળ ખાતું મોહમાં ફસાય;
વાંકાં ચુંકાં ડાળ કેરી જાળમાં ગુંથાય.

પેલું પાકું! પેલું પાકું! કરીને તણાય;
ખાય તો ય ક્ષણે ક્ષણે ચિંતાથી સુકાય.

જાળમાં ગુંચાય, દુઃખી થઈને મુંઝાય,
જાઉં ક્યાં? કરું શું હવે? એકે ના ઉપાય;

ઊંચી એવી ડાળથી જ્યાં ટહૂકો સુણાય,
પેખી નિજ બન્ધુ, નેહે પાંખ પથરાય!

શોક-દુઃખ જાળમાંથી સર્વથા મુકાય;
ઊડી ઝટ બંધુ કેરી ગોદમાં લપાય.

---

द्वा सुपर्णा सयुजा सखाया
समानं वृक्षं परिषस्वजाते ।

तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति
अनश्नन्नन्यो अभिचाकशीति ॥
समाने वृक्षे पुरुषो निमग्नो
निशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीश
मस्य महिमानमिति वीतशोकः ॥

એ બે મંત્રોનો આ કાવ્યમાં સાદો અર્થવિસ્તાર છે. 'ઉંચે ઉંચે મૂળ એનાં નીચે નીચે ડાળ' એ વર્ણન ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् । એ શ્લોકમાંથી ખેંચીને ઊભેર્યું છે

આ બે પક્ષીઓ એટલે કોણ એ વિષે બ્રહ્મસૂત્ર (૧–૨–૧૧, ૧૨)ના શાંકરભાસ્યમાં ચર્ચા કરેલી છે અને 'પાકાં ફળ ખાતું અને મોહમાં ફસાતું, પક્ષી તે જીવ અને જે 'કાંઇ ના ખાય પણ નિજ આનંદે ધરાય' એવું પક્ષી તે પરમાત્મા એ પ્રમાણે નિર્ણય કરેલો છે. આ કાવ્યોનો અર્થ સુસ્પષ્ટ છે અને ઉપલા મંત્રોનો સીધો અર્થ કાવ્યમાં છે એટલે મંત્રનો શબ્દાર્થ અહીં લખવાની જરૂર નથી.

દુર્ગાશંકર શાસ્ત્રી

# સરિતા

પર્વતના ખોળાથી સરતી,
પાય તાતને લળી લળી નમતી,
અન્તરમાં કંઈ ઉમંગ ધરતી,
જીવનને બહલાવા ચ્હાય;
સરિતા ઘર છોડીને ધાય !
'કલ કલ કલ કલ' ગીત ગજવતી,
વન-ઉપવનને લીલાં કરતી,
પશુ પક્ષીની આશિષ લેતી,
ગામ ગામ મધુરો રસ લ્હાય;
સુંદર સરિતા ચાલી જાય !
મેદાનોમાં કદી પથરાતી,
કરાડ–કોતરમાં કદી ધાતી,
શિલા સાથ કદી કદી અથડાતી,
વીર–જિંદગી શી વહી જાય;
સુંદર સરિતા ચાલી જાય !
કદી હરણુ શી ફાળ ભરંતી,
ગભીર હ્રદય, કદી નૃત્ય કરંતી,
કદી શાન્ત, કદી ગાતી, ગર્જતી,
અનેક રંગી જીવન જણાય;
સુંદર સરિતા ચાલી જાય !
ચપળ મીનદષ્ટિ પલકારે,
સારસ હંસ મધુર ટહુકારે,
તટ પર વનસ્પતિની હારે,
સુંદરતા શી સીંચી જાય;
સરિતા આ સાગર ભણી ધાય !

# વસન્તકુમાર

રમવા આવ્યો પ્રકૃતિને આંગણે રે,
પ્રભુનો વહાલો વસંતકુમાર;
નીરખી એને સૌ જીવ રીઝિયા રે;
ઘેર ઘેર આનંદ–ઓચ્છવ થાય! રમવા૦

અંકે લીધો પ્રકૃતિએ વહાલથી રે;
તેને રોમ–રોમ હર્ષ ઉભરાય;
જોઈ જોઈ, એનું ગુલાબી મુખડું રે,
ખીલ્યાં નેત્રે અમી ઉભરાય! રમવા૦

પવને વાળ્યું–ઝાડયું આંગણું રે,
લીંપી–ગુંપી કીધું સાફ;
વનદેવતાએ પૂર્યા સાથિયા રે,
પાડી વૃક્ષોએ ફૂલભાત: રમવા૦

કુંકુમ–પગલાં પ્રકૃતિના ચોકમાં રે
પાડયાં એણે, રમ્ય સુરેખ;
એમાં કિંશુક–નખ રળિયામણા રે,
જાણે બાલ શશીની રેખ! રમવા૦

પગમાં ઝાંઝર ફૂલનાં ઝુમખાં રે
એનાં પચરંગી પટકૂળ;

---

૧ પ્રકૃતિ–કુદરત. ૨ સુરેખ–સુંદર રેખાવાળા. ૩ કિંશુક–કેસૂડાં.
૪ રેખ–કલા.

મેખલાએ નવપલ્લવ ઝૂલતાં રે,
ગૂંથ્યાં વચ્ચે વિધવિધ ફૂલ! રમવા૦

કાને ચંપો ખોસ્યો મહેકતો રે,
હાથમાં મંજરી, પદ્મતણી માળ;
ગુન્ ગુન્ ગુન્ ગુન કરીને જે પરે રે,
ગુંજે મધુકરપંક્તિ[1] રસાળ! રમવા૦

એનું મલકાતું મુખ ચન્દ્ર શું રે,
એના તેજસ્વી છે કેશ;
દૃષ્ટિ ચંચળ, ભાવ-અમી ભરી રે,
એવો એવો એનો સુંદર વેશ! રમવા૦

વાયુ મંદ-સુગંધિ ત્યાં વહે રે,
હરતો, તન-મનનો સંતાપ;
ડોલે તરુવર કેરી ડાળિઓ રે,
તે પર આવી ઊભો આપ: રમવા૦

પછી એણે વાઈ રૂડી વાંસળી રે,
મધુરો વાગે પંચમ સૂર;
એમાં ગીત વિભુ-મહિમા તણાં રે,
ભરિયાં, ઊછળ્યું આનંદપૂર! રમવા૦

સાંભળી દિવ્ય-અનુપમ ગાનને રે,
જડ-ચેતન થઇને લય-લીન;
ઊભાં; નિશ્ચળ થઈ, ભૂલી ભાનને,
જન-પશુ-પંખી - તરુ-ગિરિ-મીન ! રમવા૦

---

૧ ભ્રમરોની હાર.

વાગ્યું ગાન, વગ્યા સૂર વેણુના રે,
ઊછળ્યો હૈડેથી રસ-ધોધ;
સૌ એ રસને હિંડાળે ચડિયા રે;
લાધી નિજરૂપની કૈં શોધ! રમવા૦

ધીમે ધીમે ઝાંખી આત્મની રે
વાધી પ્રકટયો પૂર્ણ પ્રકાશ;
ઊગ્યો પૂર્ણ કલાનિધિ ત્યાં રૂડો રે.
ઊલટ્યો રસ-રસનિધિ ચોપાસ! રમવા૦

મંડાયો છે, રાસ મહી પરે રે,
કરીને કેસરિયો શણગાર;
સૌ જન આનંદે ત્યાં મ્હાલતા રે,
પામ્યા જીવન કેરો સાર! રમવા૦

## મદાલસાનું હાલરડું

'તું શુદ્ધ છે, જ્ઞાન સ્વરૂપ તું છે,
સંસાર માયાથી સ્વતંત્ર તું છે;
સંસાર સ્વપ્ને તજ મોહ નિદ્રા.'
દે પુત્રને શીલ, સતી મદાલસા.

# વસન્તપંચમી

[ ભૈરવી ]

વસન્તનું પ્રભાત આજ ફૂટે ચાર કોરે;

ફૂટ્યું ઊંચી આંબા ડાળ, હીંચે મંજરીની હાર,
ખેતરે ઊંબીની માળ, કોકિલા તો રીઝે.

પાણીમાં ફૂટે પ્રભાત, ખીલે પદ્મ ભાત ભાત,
ઊડી ભમર હારોહાર, 'ગૂંગું ગૂંગું' ગુંજે.

જો અશોક કેરો માળ, કુંપળો ફૂટે શી લાલ!
લાલ બાલગાલ, ને ઉષા ગુલાલ ઢોળે.

ખાખરે ફૂટે પ્રભાત, કેસુડાં ખીલે સુજાત,
સ્વચ્છ ઓઠ કે નખોની છાપ શું લીધી છે?

જાઈમાં ફૂટે પ્રભાત, ઊજળી કળી ચોપાસ,
ખીલી, ચાંદની શું હાસ, ઠામ ઠામ વેરે!

# મેઘરાજ

મેઘોના ગડુડાટથી કડકડી, તૂટે ગિરિશૃંગ જ્યાં,
વીજોના ઝબકારથી પળ પળે અંજાય દૃષ્ટિ અહા!
બાણોની ઝડી શી ઝડીર્યો નભથી, ધારા ય તૂટી પડે,
ત્યાં ગાજે વનરાજ નીરવ વને કૂદે, ધસે, ઊછળે!

# રામજીનો પતંગ

રામે પતંગ ચગાવિયો !

ઊડયો આકાશે જાય, ઊડયો આકાશે જાય રે,
દોરી ખૂટી ત્રણુ લોકની કેટલી તે સંધાય રે ?

સાંધે સાંધે ને ટૂંકી પડે,
એહ અચરજ કે'વાય રે ! રામે૦

પતંગે રંગીન ઝૂમતાં રે ગોળ ઘુમ્મરીઓ ખાય રે,
વચ્ચે જડયો રત્નદીવડો કદીએ નાં બુઝાય રે;

રામે પતંગ ચગાવિયો !

ખેંચે તોય ન નીચે ઊતરે, ખેંચનારા ખેંચાય રે,
'ઓ જાય, ઓ જાય, સરકી પડયો !' ફરી પાછો દેખાય રે;

રામે પતંગ ચગાવિયો !

કદી દક્ષિણુ, કદી ઉત્તરે ઊડયો ઊડયો તે જાય રે,
આઘે, પાસે ને આઘે જતો, કદી છુપાય, દેખાય રે;

રામે પતંગ ચગાવિયો !

હીરાગર દોર એની ચીકણી, કાપ્યા પતંગ ઘણુાય રે,
આગળ પાછળ એની ઘૂમતા, તેય ખેંચાયા જાય રે.

રામે પતંગ ચગાવિયો !

# મેઘને આવકાર

આવ, મેઘ! આવ, વિશ્વવાડીને સુહાવ,
ફરી, ફરીથી તૃષા જીવોની તું છિપાવ!

તારા શ્યામ ચળકતા રથ આ,
કરે ઘણો ગગડાટ :
સુણી તે, પંખી સામાં આવે,
વળતી લેવી જ વાટ :

ગાજ, ગાજ, ગાજ ઘેરૂં, તું રૂડેરૂં ગાજ,
નાચી આવકાર દે, તને મયુર આજ : આવ૦

આંબા ડાળે બેઠી કોયલ,
જોતી, કરે ટુહૂકાર :
વિદાય આપી ગ્રીષ્મ ઋતુને,
કરતી તુજ સત્કાર :

દીસે, અનેરૂં આજનું મધુરૂં કૈં પ્રભાત!
પાડી પૂર્વમાં ગુલાલથી રૂડેરી ભાત : આવ૦

આલાપે, ચંડોળ પક્ષી આ!
ઊંચાં સૂરે ગાન :
તારા રથના શબ્દ તેહમાં,
પૂરે છે, શું તાન!

વાયુ વાયુ, મન્દ મન્દ, તાપ તો શમે,
ગાડી તારી દૂર દૂર ખેંચી એ ભમે : આવ૦

ગંધ લઈ ભીની માટીનો,
મત્ત બની ગજ સાથ;

કર ઊંચો કરી તુજને દેતા,
આવકાર ભલી ભાત.

પુચ્છને ઉછાળી ગાય, ધાય હર્ષથી,
વત્સ સૌ કૂદે, ઉમંગભેર પ્રેમથી. આવ૦

ઢોર સીમમાં જતાં દીસે,
આનંદે, ડોલે શ્રૃંગ,
ગોવાળો વેણું વાયે છે,
સહુ મળીને સંગ.

કૃષક-સાથ નાથ ગણી, પ્રેમથી પૂજે,
ઉત્સવો કરે ઉમંગથી પ્રભુ ભજે. આવ૦

રમતિયાળ તું છે, ધારીને,
નાનાં નાનાં બાળ;
રમવા કાજે તારી સાથે,
ઘરથી નીકળ્યાં બ્હાર.

વેદી રચી ધૂળ માંય, ગાન શાં કરે!
નાચે કૂદે સંગ, અંગ તાન શાં ભરે! આવ૦

એવે ટાણે જો રે, હોય
મોજ તારે ચિત્ત,

તડ તડ તડ, ફોરાં વેરી,
ખડ ખડ હસી, લે પ્રીત!

ભાગી જાશે દુઃખ સર્વ, ગાવ રૂડું ગાન,
'આવરે, વરસાદ!' એવું બોલીને ગુલતાન : આવ૦

# મેહુલો વરસ્યો

આષાઢી વરસ્યો રે મેહુલો રંગમાં,
વરસ્યો વરસ્યો ડુંગરડાની ધાર જો !
બળતા દવ છાંટીને ઠારી ભોમને,
રસઝરણાં હરણાંની ફાળે ધાય જો ! આષાઢી૦

મોટે ફોરે વરસ્યો વનભૂમિ વિષે,
રોમરોમ ભીંજાઇ રસ ઉભરાય જો !
અંકુર ફૂટયા, કુંજ કુંજ રસ નીતરે,
લીલી વનલીલાથી મન હરખાય જો ! આષાઢી૦

મૂશળધારે વરસ્યો સર સરિતા વિષે,
પીડંતી તટ. મત્ત સરિતશી ધાય જો !
લ્હેરાતાં સરવર જલ, શાખા ઝૂલતી,
આનંદે ઊડતાં પંખી સૌ ગાય જો ! આષાઢી૦

શાળતણી કયારડીએ મેહુલો ઢળી પડયો,
જળમાં ક્રીડા કરતી ઝૂલે શાળ જો !
નાચે મોર, બપૈયા પિયુ ! પિયુ ! બોલતા,
દાદર રટતાં કદંબ શાં સોહાય જો ! આષાઢી૦

ઝરમર વરસ્યો. નેવ ઝર્યાં, નગરો વિશે,
ઝરણુ, નદી ને ધોધ તણા દેખાવ જો !
ભરાઇ બેઠાં કબુતર ઘરની પાંખમાં,
હીંચન્તા જન કો મલ્હાર વળી ગાય જો ! આષાઢી૦

# શરદ—દર્શન

[ ' વાગે વૃંદાવન વાંસળી '—એ રાહ ]

ખીલી શરદ શી સોહામણી!

મલકન્તુ ગૌરમુખ એહનું રે:
પૂર્ણ ચન્દ્ર સોહાય;
તારક—મોતી કેરા તગતગે,
ઉર-ઉદધિ રેલાય! ખીલી૦

તરતી છેડે શ્વેત વાદળી રે,
ઊડે ચામર ચોપાસ;
વાયુ સુગંધિ વહી રહ્યો રે,
સૃષ્ટિ શાન્તિમાં ન્હાય! ખીલી૦

નદી—તીરે હંસ—વેલડી રે,
કરે કલકલ શું ગાય!
કેતકી પરાગ દશ દિશમાં રે,
મત્ત બની પથરાય! ખીલી૦

સરવર—પાણી પણ નીતર્યાં રે,
માંહ્ય તારાઓ ન્હાય;
ખીલ્યાં કુમુદ શત પાંખડી રે,
શરદ—પદ્મ શાં સુહાય! ખીલી૦

પુષ્પો તલસતાં કુંજમાં રે,
મ્હેકે અમી ઉભરાય;
દીસે પ્રકૃતિ એક તાનમાં રે,
સાચો રાસ રચાય! ખીલી૦ ૫

# બે વચનો

સાંભળજો બે વચનો મારાં, બાળકો!
શિર ઝૂકે જડતા ઝટ અળગી થાય જો,
વિનય રૂડો આવીને ઠરશે ઠામ તે,
કલ્પલતા-વિદ્યાનું ફળ કહેવાય જો! સાંભળજો૦

ભાવ કદી મનમાં ના એવો લાવશો,
'હું સર્વજ્ઞ થયો અથવા કૃતકૃત્ય છું';
મોટાને વધવાનો મારગ છે નહિ,
શિષ્યપણામાં છે ગુરુતાનો વાસ જો. સાંભળજો૦

એ સિદ્ધાન્ત અટલ છેઃ સૌ શાસ્ત્રો તણો,
'નમતું ઉન્નતિ પામે છે, સૌ કાળ જો.'
હંસની જેમ ગ્રહો ગુણ સૌની પાસથી,
પરના દોષો દેખી મલિન મન થાય જો. સાંભળજો૦

જેના હૃદયે વિદ્યારસ ના ઊતર્યો,
તે બીજા રસ શોધે થઈને દીન જો;
રસ પીતાં ન ધરાય રસિક જનો કદી,
ધરાય તેને રસ પીતાં નથી આવડચો. સાંભળજો૦

# કેટલાક શબ્દોની ફરિયાદ

ઋષિઓ વાલખિલ્યાદિ, વસિષ્ઠાદિ મહર્ષિઓ,
વાસવાદિ સુરો સાથે, વિરાજ્યા છે પિતામહ.

આવી કહ્યું ત્યાં પ્રતિહાર એકે, પ્રણામ સાષ્ટાંગ કરી વિવેકેઃ
આવ્યા અહીં મધ્યમલોકવાસી, કે'વા ચહે દુઃખ બધું પ્રકાશી.

સાનથી પામીને આજ્ઞા, પ્રતિહાર વિરિંચીની;
સર્વને તેડીને આવ્યો, બ્રહ્મદેવ–સભા મહીં.
ઊભા ત્યાં આવીને 'શબ્દો', ત્રાહિ, ત્રાહિ, મુખે કરે;
પૂછતાં દુઃખનો હેતુ, વૃત્તાંત નિજ ઉચ્ચરે.

મહારાજ : દેવ, મારા દુઃખની શી વાત તમ આગળ કહું!
આજ નહિ સન્માન મૃત્યુલોકમાં લવ હું લહું;
બ્રહ્મર્ષિઓના સાથમાં હું ઉચ્ચતા પામ્યો હતો,
ધીમાન ને શ્રીમાનમાં, મુજ સુયશ તો પામ્યો હતો.
સત્કાર હું બહુ પામતો, સહુ રાજદારબારો થકી,
પણ આજ તો શરમાય છે, ઋષિ તનુજ ઉપનામથી.
સ્વાધ્યાય છોડયો તેમણે, વળી બ્રહ્મતેજ ગુમાવિયું,
ને આજ પાચકવર્ગને 'એ પદ' બહુ મન ભાવિયું!

બ્રાહ્મણ : મારી દશા તો અધિક દુઃખદ, જાય ના વર્ણન કરી,
હું બેસતો નથી જંપીને, ક્ષણ એક પણ ઠામે ઠરી;
તેથી જ હું 'બ્રામણ' ઠર્યો, 'બેમણ' બન્યો, 'બાંમણ' બન્યો,
ઉપદેશ દેવો છોડીને, સહુ વર્ણનો ભિક્ષુક બન્યો.

ગુરુ : ગુરુતા ગઈ મારી પ્રભો! ના આજ કો પૂછે મને,
લઘુવૃત્તિ બની વૃત્તિ કરું, સમજાવી કૈં યજમાનને;

ગોરજી બન્યો છું આજ તેથી 'ગોર' પદ મુજને મળ્યું,
મુજ દિલ દુભાયે ઘણું, પણ કાલવશ હું શું કરું ?

આચાર્ય : સંગ્રહ કરી શાસ્ત્રાર્થનો, આચારમાં મૂકતો અને
મૂકાવતો સહુ પાસ, કદિ ના ચૂકતો સદ્ધર્મને;
તે શાસ્ત્રનાં હું તત્ત્વને ભીખું વિદેશી પાસથી,
'આચાર' શબ્દેથી મને સંબોધતો એ લાજથી.

ઉપાધ્યાય : છોડી વિદ્યાદાન, અર્થદાનમાં તત્પર થયો,
ભાર વક્કર સૌ ગયો, જનતા મહીં હલકો થયો;
લોકો કરે છે ઠેકડી, 'અધ્યારૂ' 'ઉપાદ્યા' કરે,
એ જાય ના કર્ણે સુણ્યું, શોષાય મુજ હૈયું અરે !

બધા મળીને : શાં શાં દુઃખો રડીએ અમે, રડવાનું તો બહુયે દિસે,
બાકી રહ્યા હજી કેટલાયે અમ સમા પૃથ્વી વિષે;
'પંડિત' તે 'પંડચો' થયો, ને 'દવે' 'દ્વિવેદી' થયો,
'શુકલ' તે 'શુકલ' બન્યો, વળી 'તરવાડી''ત્રિવેદી'થયો.
આમાં દોષ નથી કંઈ, ઈશ ! અમારો લેશ,
સંગે કરીને પામિયા, શબ્દ અમે સહુ, લેશ,
હજી યે છે પૃથ્વી વિષે, કો કો સાચા વિપ્ર
નહિ તો મહીતલ છોડીને, ચાલ્યા જઈએ ક્ષિપ્ર.

સાંભળી દુઃખ શબ્દોનું, ક્ષોભ પામ્યા પિતામહ,
પેગામ પાડચો ત્યાંથી, ફેડવા દુઃખ તત્ક્ષણ.
તેણે ભૂમિ વિષે આવી, સંબોધી સહુ લોકને,
સોંપ્યો સરસ સંદેશો, કહ્યો'તો જે પિતામહે:

### બ્રહ્માજીનો સંદેશો

વર્ણો સર્વે, બનો સદ્ય, નિજ કર્મ વિશારદ;
ઉન્નતિ બ્રહ્મ વિદ્યાની કરવા બદ્ધપરિકર !

# મુક્ત આત્મા

કેમ ગમે રે કેમ ગમે,
મુક્ત આત્માને એ કેમ ગમે ?

(૧)

પુષ્પો સ્વચ્છંદે ખીલે ગગનમાં
પક્ષી પવન સાથ ગાતાં ઊડે;
ધપતું જીવન-વ્હેણુ ઊછળતું તેજસમ
તેનો માલીક બની કોણુ દમે ?
આત્માનું વ્હેણુ પાળ તોડી ઘૂમે.

(૨)

આકાશઊંચું મસ્તક અનમ્ય છે.
પ્રેમભક્તિ થકી પાય ઢળે;
ગાળો ઘાલી, પશુ પેરે નમાવતાં
નહિ નમે, ઠેસ નહિ ખમે :
આત્માની ઝાળ ભભૂકીને દહે.

(૩)

સહજ લાયક હું, શક્તિ અનંત મુજ,
સર્ટિફિકેટ શું સાક્ષી પૂરે;
ઊર્મિ વિશાળ ચિત્તસિન્ધુની ઊછળે,
પુસ્તકના પાને તે કેમ શમે ?
ગગનઘુમ્મટ પર આત્મા રમે.

(૪)

બ્રહ્માસ્ત્ર અંગે અંગે વિંટાળો,
હથિયાર સૌ ભલે ચોકી ભરે;
મુક્ત આત્મા જ્યારે અંગ મરોડે,
આયુધ વિમુખ થઈ બંધ સરે:
મુક્તાત્માને કશું કેમ નડે ?

(૫)

માતની લાજ આજ જ્યારે લુંટાય છે
કરુણ આરતનાદ શ્રવણે ખૂંચે;
સુખાસનોમાં પોઢી નિરાંતે
ગાડી લાડી વાડી કેમ રૂચે?
ખુંખારી ઘાય મુક્ત વિના પૂછે.

(૬)

હજારો પેટમાં ખાડા પડયા જ્યાં,
ટુક ટુક રોટલી ન ભીખે મળે;
મોટા વરા કરી, જમી જમાડી,
ફેરવતાં હાથ પેટ, અંતર જળે;
દીનોની દાઝ મુક્ત આત્મા ધરે.

(૭)

ઉઘાડાં અંગ કંઈ વાટે ને ઘાટે,
ટાઢ તડકો વરસાદ સહે;
કોટ બુટ પાટલૂન પ્હેરી વિદેશી
ફેશનમાં ફુલાવું કેમ ગમે?
સદા સાદાઈમાં આત્મા રમે.

(૮)

ખાવાનું કોઈ, કોઇ પીવાનું આપે,
કપડાં કોઈ, કો ઉપાડી ફરે!
નિર્બળ અપંગ મૂઢ પામરને છાજે,
ચેતનનું એ અપમાન કરે:
રૂવે રૂવે એને રશ્મિ ઝરે.

(૯)

જળે અખંડ જ્યોત સદા હૃદયમાં
ફૂંકો પવન, તોય ના તે બૂઝે!
લાલચ કે લોભ એને ઘેરી વળે નહિ,
મુક્તિ કર્તવ્ય સત્ય એને સૂઝે:
મુક્તાત્માને કામધેનુ દૂઝે!

કેમ ગમે રે કેમ ગમે;
મુક્ત આત્માને એ કેમ ગમે?

---

કવિવર ટાગોરના એક કાવ્ય ઉપરથી

# તું તો એની એ મા!

તું તો એની એ મા!
તું તો એની એ,
પરાપૂર્વથી મા!
ગરીયસી[1] છે;
અમે માત્ર માતા!
થયા છીએ હીન;
વૈભવને જશથી–
ય વિહીન!

તું તો મા! આજેયે
તેવી જ પૂજ્ય,
અમે માત્ર માતા!
થયા છિયે તુચ્છ;
પોતાને ઘેર,
વસે છે, મા! પર,
કયે પાપે તાપ
આ તારા ઉપર?

હજીયે મા! આસ્માની
તારે આકાશ,
તારક સૂરજ
ચન્દ્ર–પ્રકાશ!
હજીયે મા! તારે
ચરણે ફેનિલ[2]
સાગર ગરજે
મેઘ—ગમ્ભીર.

હજીયે મા ભેદી,
હિમાદ્રિની જંઘા,
જાય ઉચ્છળતી
જમના — ગંગા!
સ્નેહ — સુધારાશિ
સો સો ઝરા,
હૃદયે તારે
જાય છે વહી, મા!

તું તો એ જ એ મા!
સુજલા સુફલા!
ચક્ષુ તારાં મા!
હર્ષથી ભર્યાં!
તારા ઘેરા
કુંજમાં ફૂલ,
ધાન્યો મા! શ્યામલ
ક્ષેત્ર અતુલ.

સમૃદ્ધિથી તારી,
ભર્યું બધું વિશ્વ,
દુઃખી અમે નિર્ધન
એ અમ કિસ્મ!
કરે તેમાં તું શું?
ઓ પૂજ્ય તું મા!
તું તો તેવી પુણ્ય–
યશાળી છે મા!

---

૧. ગરીયસી–વડી. ૨ ફેનિલ–ફીણવાળો.

૧. સ્નેહસુધારાશિ–સ્નેહરૂપ અમૃતના ભંડાર, પાણીરૂપ અમૃતથી ભર્યાં અખંડ વહેતાં. ૨. સુજલાસારાં જલવાળી. ૩. સુફલા–સારાં ફલવાળી.

# મુક્તિસત્ર

તું છે દિવ્યભૂમિ દેવી હિંદમાત હો !
ચરણકમલ પુનિત તારાં વિજયકારી હો !

મુક્તિસત્ર તનુજ તારાં આજ આદરે,
બાલ વૃદ્ધ ને જુવાન સૌ બલિ ધરે,
ચકિત ભૂતલ સર્વજનો કીર્તિ ઉચ્ચરે,
સુજલા, સુફલા, સરલા;
શુભવરદા, ચિરસુખદા, મુકુલરદા—હિંદ૦

ત્રીસ કોટિ સપુત મુક્તિસૂક્ત ગાય છે,
સાબ્રમતિ-સંત પ્હેલી આહુતિ ધરે,
મધ્યવેદી માંહ્ય યજ્ઞ-અગ્નિ પ્રજવળે,
તપશે, ખપશે, વરશે;
શુભ મુક્તિ, નિજશક્તિ, દઢભક્તિ—હિંદ૦

ધર્મ, સૌખ્ય, કીર્તિ, માડી ! તું સુપુત્રની,
શક્તિ, ભક્તિ, કર્મ, તું જ પ્રાણદાયિની !
ઘર ઘરમાં પ્રતિમા તુજ ક્લેશહારિણી,
ધરણી, ભરણી, જનની;
કવિપ્રતિભા, વીરસુલભા, જગદંબા—હિંદ૦

# સ્વતંત્રતા-જલપૂર

**[ માલકોશ-ત્રિતાલ ]**

ઉલટયાં   સ્વતંત્રતા-જલપૂર !
ભારતપુત્ર   તપ્યા   તપયત્ને
તજી ધન ધામ દેહ પણ, ખંતે;
બન્યું   એક   મનકુલ !   ઉલટયાં૦

નવજુવાન ઊછળ્યા બલિ દેવા,
સ્વતંત્રતા—સુરનદી   રેલવવા,
ચીર્યાં   પ્હાડનાં   ઉર.—  ઉલટયાં૦

ભાગીરથી   એ   સ્વતંત્રતાની,
આજ હજાર ધાર બહલાતી,
ધન્ય !   ઈશ   અનુકૂલ !   ઉલટયાં૦

# સ્વર્ગ

ભલી ભારતી કામદુધા અહીં છે,
સંતવાણી સુધા સહુ સૂરિ વદે;

પુરુષારથ છે સુરવૃક્ષ, સખે !
અવનિ જ ખરેખર સ્વર્ગ સખે !

# રાષ્ટ્રધ્વજ કે વિશ્વછત્ર ?

રાષ્ટ્રધ્વજ આ સત્યનો કે પ્રેમનો કે વીર્યનો ?
મુક્તિનો ? કે જે કહો, એ વિશ્વ–છત્ર બની રહ્યો.

તંતુ તંતુએ પરોવી રાષ્ટ્રના મણુકા જુદા,
વિશ્વમાલા ગૂંથી એમાં; જેથી ઝટ રીઝે ખુદા.

બોધ, ઇચ્છા ને ક્રિયાનો યોગ ત્રણ રંગો કરે,
તે વિશે જગની પ્રજાના રંગ સર્વ ભળી રહે!

મધ્ય ફરતું ચક્ર. તારે સૌ પ્રજાને સાંકળે,
ને અખંડ ગતિ થકી એ ફેરફાર કર્યા કરે.

શુદ્ધ બુદ્ધ વિમુક્ત ચિત્તે ઊર્મિઓ જેવી સ્ફુરે,
એ ભારત કીર્તિનો આ આજ શો ધ્વજ ફરફરે!

જગત-મંદિરના શિખરમાં હિંદભૂમિ છે ઠરી,
સ્વર્ગ પૃથ્વી સાંધવા ત્યાં સ્થાપના ધ્વજની કરી.

હિંદુ, પારસી, મહમુદી, ખ્રિસ્તી અને જે જે બીજા,
વંદવા આવો સહુ, આ વિશ્વઐક્યતણી ધ્વજા!

# ધન્ય મારી ભરતભૂમિ રે !

[ રાસ ]

અવનિ ઉછંગ વિષે ઓપતી ને કંઈ,
સંત સુભટ કેરી માત રે,
ધન્ય મારી ભરતભૂમિ રે.

ચરણ પખાળે સિન્ધુ ગાજતો, ને
શિર છત્ર હિમાલય પહાડ રે—ધન્ય૦

માથે મુકુટ ધર્યો કાશ્મીરી માએ,
હેમનો મહામૂલ્યવાન રે—ધન્ય૦

હૈયે હીરાના હાર સરે શાં,
સિન્ધુ ગંગાનાં નીર રે—ધન્ય૦

ઉરે ભર્યાં તેજ-દૂધડાં, તે ધાવે
શીખ, રજપૂત રણધીર રે—ધન્ય૦

કેડે કટિ બંધ મેખલા રે, વિન્ધ્ય
આબુ આરાસુર હાર રે—ધન્ય૦

પશ્ચિમ ફરકે મારી માવડીરે, તારો
પાલવ કચ્છગુજરાત રે—ધન્ય૦

જમણી બાજુએ ભેરી ભૂંગળો ને ડંક
વાગે સુદેશ બંગાળ રે—ધન્ય૦

ભારતભૂમિ રે, મારી કર્મભૂમિ રે, તારી
રિદ્ધિ, સિદ્ધિનો નહિ પાર રે—ધન્ય૦

વર્ષો વર્ષે તારે આંગણે રે, થાયે
અન્નતણા અંબાર રે—ધન્ય૦

વનસ્પતિ ભાર અઢાર ને વળી,
નદ-નદીને ગિરિમાળ રે—ધન્ય૦

લાખો ખેતરમાં નીપજે રે તારા
મોઘાં તે મૂલ્યના કપાસ રે—ધન્ય૦

આંબા આદિ ફળ વૃક્ષ ઝૂલે, કાંઈ
અનેરાં પુષ્પો બાગ રે—ધન્ય૦

સારા જગતની સંપત્તિ રે, તારે
આંગણિયે એકઠી જણાય રે—ધન્ય૦

તેત્રીસ કોટી મહા બળી રે, તારા
ખોળામાં ખેલંતાં બાળ રે—ધન્ય૦

રામ કૃષ્ણ બુદ્ધ તારે આંગણે ને,
કંઈ સ્વામી, સંતો મશહૂર રે—ધન્ય૦

વેદ દર્શન સ્મૃતિ શાસ્ત્ર કેરા, તારે
વનવન ગૂંજ્યા સૂર રે—ધન્ય૦

આર્ય, મુસલમીન, પારસી આદિ,
માડીના જાયા વીર રે—ધન્ય૦

અમર તપો રે માતા અમર તપો, તારો
જુગજૂનો મહિમાય રે;
ધન્ય મારી ભરતભૂમિ રે. !

# ઓ સિપાઇ ! ઓ સિપાઈ!

મરવું છે તો બંધબારણે શાને અકળાઇ મરવું?
સાહસ કરીને, બ્હાર પાડીને, મેદાને રહીને લડવું!

ઓ સિપાઈ! ઓ સિપાઈ!

મૂશળધારે ઝડીઓ વરસે, વીજ કરંતી ચમકારા,
ડૂબવું છે તો પકડી રહીને, મુંઝાયે શીદને તારા? ઓ સિપાઈ!૦

વિવેકથી બહુ ધીરજ રાખી ઘરમાં બેઠા લપ્પાઈ,
ત્યાં યે થપ્પડ ખાધી ત્યારે કેમ ઝૂઝવું ના ધાઈ? ઓ સિપાઈ!૦

શત્રુએ ઘેરો જ્યાં ઘાલ્યો, અન્ન વિના કાં તરફડવું?
શત્રુ-માથે પગ મુકવાને આગ-આંધી પેરે ધપવું. ઓ સિપાઈ!૦

ભર દરિયામાં જ્હાજ ઊછળે ચડી, ખરાબે અફળાયું,
સૂતાં સૂતાં ડૂબી મરવું, તે કરતાં ઠીક ઝંપાવ્યું. ઓ સિપાઇ!૦

કુલીન થઇને કૂવો પૂરવો, દિગ્મૂઢ બની ગભરાવું,
તે કરતાં તો કૂચ કરીને હામ ભીડી સામે થાવું. ઓ સિપાઈ!૦

'થનાર તે થાવાનું નિશ્ચે' તો શંકા કરવી શા માટ?
શૂર મરણિયા, ઉંચકનારના ધરશે શું મનમાં ઉચ્ચાટ? ઓ સિપાઈ!૦

'જોખમ વ્હોર્યા વણુ સુખ કયાંથી?'-એ છે વીર પુરુષનો ઘાટ,
'જીવતો નર ભદ્રા પામે'—એ કાયર દીલ કેરી છે વાટ-ઓ સિપાઈ!૦

કાયર થઇ અપજશ વ્હોરીને, મર્યું જીવન જીવવું તે ધિક્!
વીર જીવન થોડું પણુ ઉત્તમ, તે મેળવતાં શાની બીક? ઓ સિપાઈ!૦

# પુરુષાર્થ કરો !

બેઠેલાનું નસીબ બેસતું,
ઊઠતાનું ઊઠે જ નસીબ;
સૂતાનું તે નિત સૂઈ રે'તું,
ચાલે ગતિમાનનું હરગીજ.
પુરુષાર્થ કરો ! પુરુષાર્થ કરો.

સૂતો તે કલિયુગ જાણવો,
જાગ્યો તે તો દ્વાપર યુગ;
ઊઠયો ત્રેતાયુગ જાણવો,
ચાલે તે તો છે કૃતયુગ.
પુરુષાર્થ કરો ! પુરુષાર્થ કરો.

## અમે

અમે આવ્યાં દિવ્ય પ્રદેશ થકી,
જ્યાં મરણુ તણી કૈં બીક નથી;
ચાંદા–સુરજનો તાપ નથી.

એ દેશ સહુથી છે ઊંચો,
આ વિશ્વ ઝરો જ્યાંથી ફૂટયો;
જે જાય નહિ કદીયે ખૂટયો.

અમે સંદેશો લઈને આવ્યાં,
અમ રાજાને મન બહુ ભાવ્યાં;
અમે એનાં બહુ લાડકાવાયાં.

અમે રસની ઝડીઓ વરસીશું,
વેણુથી વન વન જગવીશું;
કુદરતને ખોળે ખેલીશું.

# કોની ગાય ?

કોની કોની આ ગાય ?
કા'નો ચારવા લઈ જાય,
સાંજે ઘેર મૂકી જાય,
ત્યારે ગોવાળની ગાય ?
નથી ગોવાળની ગાય;
એ તો વરત લઈ જાય.
ગોવાળ બીજો પણ થાય;
કેમ તેની એ ગણાય ?
ત્યારે રાજાની ગાય ?
નહિ રાજાની ન ગાય;
પુંછવેરો લઇ જાય,
જીવન સાધન ગણાય.
કે બા, શેઠની એ ગાય ?
નહિ શેઠની યે ગાય.
નિત્ય દૂધ લઈ જાય,
ભૂખે અમૃત વેચાય !
ત્યારે રહીમની ગાય ?
નથી રહીમની ગાય.
ગાડાં ઘાસ નાખી જાય.
ભાડુતી એ કહેવાય;

જમાદારની કે ગાય,
ડબ્બા માંહે પૂરાય ?
જમાદારથી ઝલાય,
કસુર આપણી ત્યાં થાય.
તો શું ચોર કેરી ગાય'
વણ પૂછે લઇ જાય ?
નથી ચોર તણી ગાય,
પોલ દેખી પેસી જાય;
કે બા, ભૈરવની ગાય;
બન્દુક લઈ ફેરા ખાય ?
નથી ભૈરવની ગાય,
ચોકીદાર એ કે'વાય.
બાપા-ભાઈ તણી ગાય ?
તારી ? બેનની ગણાય ?
પાળી પોષી ઉછેરાય,
દૂધ દે; વસુકી જાય;
કે બા, મારી એ ગાય ?
કે'ને કોની ગણાય ?
રાત દહાડો પળાય,
શિર સાટે રક્ષાય;
તેની તેની છે ગાય.

# ખપ પૂરતું

[ છપ્પા ]

ખપ પૂરતો આહાર, ઊંઘ ખપ પૂરતી રાખો,
ખપ પૂરતા સહુ, ભોગ, વેણુ ખપ પૂરતા ભાખો;
ખપ પૂરતો સંસર્ગ સર્વની સાથે રાખો,
ખપ પૂરતો વિહાર કરીને મા'સુખ ચાખો.
'ખપ પૂરતું'માં છે મજા, 'ખપ પૂરતું' એ યોગ છે.
ખપ પૂરતું સહુ રાખતાં, દુ:ખ તણો વિજોગ છે.

ખપ પૂરતો ધન તણો કરો સંચય સુખદાતા,
ખપ પૂરતી ધરી આશ, લહો મનની સુખ-શાતા;
ખપ પૂરતી સહુ વસ્તુ નિજ આશ્રમ નિપજાવો,
ખપ પૂરતો લઈ સાથ, આત્મ ઓજસ પ્રકટાવો;
ખપ પૂરતાં સાધન થકી, સાધ્ય વસ્તુ આપે મળે;
'ખપ પૂરતું' એ ભૂલતાં, અન્ન-ધેનુ ગૃહથી ટળે.

દર્શ, સ્પર્શને શ્રવણુ : સદા ખપ પૂરતાં રાખો,
ખપ પૂરતું લઈ જ્ઞાન સાર તે હૃદયે રાખો;
ખપ પૂરતાં મરજાદ-લાજ ધરી હિંમત રાખો,
ખપ પૂરતાં લૌકિક કાર્ય કરી, હરિ-રસ ચાખો.
ધર્મ, અર્થ, વળી કામ ને મોક્ષ : આદિ પુરૂષાર્થનું,
સાધન સરળ મહાન એ, ખપ પૂરતું સૌ કામનું.

# પુનઃ ક્ષીરસાગરને કાંઠે

ગોપાલ તારી ભૂમિ છે આજ તુંથી સૂની,
નયણે ભરીને આંસુ, ગાયો ઝુરી મરે છે !

તેં કંસ-વંશ દહવા, અવતાર કૃષ્ણ લીધો;
આજે અનેક કંસો નિર્દોષને દુભે છે !

વસુદેવ-દેવકીની તેં જેલ તોડી દીધી;
પણ સત્ય-પ્રેમ આજે ઝાંખો પડી ઝૂરે છે !

તેં નર્ક દૈત્ય મારી, લલના કંઇ ઉગારી,
તો આજ વીર નારી, શે જુલ્મને સહે છે ?

ખલ કાલી નાગ નાથી, શિશુ ઝેરથી ઉગાર્યાં;
પણ નાગ આજ લાખો શિશુને બળે ડસે છે !

વ્રજ સર્વ તેં ઉગાર્યું બળતો દવાગ્નિ પીને;
સીતમ-દવાગ્નિ આજે, ભારત બધો દહે છે !

બંધાઈ દામણાથી તરુકેરા બંધ કાપ્યા;
ચેતન તમે રુંધાયાં, તો દૂર કાં રહે છે ?

કર ઈન્દ્રને ન આપ્યો, સત્તાનો ગર્વ કાપ્યો;
એવા જ ભારથી આ દૈવી ધરા ડૂબે છે !

તેં યોગ્ય-શાસ્ત્ર ભાખ્યું, યુગકર્મ સર્વ દાખ્યું,
પણ પાર્થ કેરું રાખ્યું, અવ ઢીલ શે ધરે છે ?

# ધ્રુવ

આભ ફરે ને પૃથ્વી ફરે,
વળી ફરે નક્ષત્રો કેરી માળ;
ટોચે ઉભો સ્થિર ઊંડા આકાશમાં,
કોણ હશે એહ એકલ બાળ ?

સાગરનાં શ્યામ જળ ચડયાં તુફાને,
ડૂબી દિશા, ધન ઊંડે અંધાર;
ચમકીને એકલો કોણ બતાવે
ત્યારે વ્હાણવટીને લક્ષ્યદ્વાર ?

બેસીને રથમાં કરે પ્રદક્ષિણા,
મોટા સપ્તર્ષિ સદાય કાળ;
ગર્વ ન તોય, છેક સૌની ઉપર એ,
મલકી રહ્યો, કોણ એવો છે બાળ ?

મધ્યધરી પર ઊભો મહારથી,
લગામ સૌની ઝાલીને હાથ;
ખેંચીને ગોળ ગોળ ફેરવે મલપતો,
કોણ એ, વશ રાખે સૌ સાથ ?

તારા ખરે, ગ્રહ ઊગે ને આથમે,
દીસે ન સ્થિર ક્યાંય કોઈનાં ઠામ;
કંઈ કાળનો કોણ એવો ને એવો,
[illegible]

# વૈદિક અગ્નિ

કૃષ્ણ રૂપે છે વહ્નિ તું તો, વિશ્વસકલમાં તારો વાસ,
ગગનાર્ણવમાં હંસ રૂપે તું, વાયુરૂપે વ્હે છે ચોપાસઃ
વનસ્પતિ રૂપ ખીલે ગગને, દ્રવ્ય તણો તું સરજનહાર,
મેઘ વિષે વિદ્યુત થઇ ચમકે, વિશ્વસકલનો તું આધાર.

આદિ મિત્ર તું છે દેવોનો, દ્રષ્ટા, સ્રષ્ટા, શ્રેય નિધાન.
અંગોનો રસ તું વૈશ્વાનર, વાણીનો પતિ તું ગુણવાન !
સપ્ત પ્રાણ છે સમિધ તારાં, સાત જીવ, ઋષિ સાત ગણાય,
સાત ધામ તુજ દિવ્ય, ધનંજય, આત્મારૂપે તું વરણાય.

શૃંગ ચાર, ત્રણ પાદ, શીર્ષ બે, સપ્ત હસ્ત તારા વખણાય,
ત્રણ પ્રકારથી બંધાએલો, ગુરૂકુલનો આચાર્ય મનાય;
વ્રતપતિ તારું વ્રત આચરતાં મરુત થયા કોવિદ કવિરાય,
પ્રેમતત્ત્વનો પોષક તું છે, વિશ્વદત્ત અમૃત શિવરાય.

મેઘરૂપે જીવન વરસાવે,
સમુદ્રનો તું છે જ નિવેશ.
કુસુમ રૂપે જળથળનભ વિકસે,
તારો છે સર્વત્ર પ્રવેશ.

દ્યુલોકનું શિર જાત વેદનું. પૃથ્વી કેરો પતિ મહાન,
મન્થનથી પ્રગટે દૈવત મુખ, દૂધ રૂપે ધેનુમાં સ્થાન.

ચન્દ્રરૂપે આનંદે સહુને,
તારક થઈ ગગને ચમકે,
માનવ દાનવ દેવાદિકની,
ચક્ષુ બની તું અવલોકે.

ગતિ તું જ બ્રહ્માંડ સકલની, તું જ થકી સૃષ્ટિ સકલા,
પ્રણમી યાચું, દે મુજને તું, જ્વલંત તારી એક કલા !

'વૈદિક અગ્નિ' કાવ્યમાં અગ્નિને ઈશ્વરરૂપ ગણીને તેનું વર્ણન કરવામાં આવ્યું છે. બ્રહ્મસૂત્ર (૧–૨–૨૪ થી ૨૬) ના શાંકર ભાષ્યમાં, ત્યાં નિર્દિષ્ટ ઔપનિષદ વાકયોમાં વપરાયેલા અગ્નિવાચક વૈશ્વાનર શબ્દ બ્રહ્મવાચક છે એમ સિદ્ધ કરવામાં આવ્યું છે. બીજી તરફથી દ્વૈતવાદી આર્ય સમાજીઓ જુદાં જ કારણથી વેદના અગ્નિ, ઈન્દ્ર, રૂદ્ર, આદિ દેવવાચક શબ્દોનો અર્થ પરમેશ્વર કરે છે એ પ્રસિદ્ધ છે. આ કાવ્યમાં ઉપરની બેમાંથી એકેય વિચાર–પ્રણાલી નથી પણ વૈદિક અગ્નિની વ્યાપકતા વર્ણવીને એનું ઈશ્વરત્વ સૂચિત કર્યું છે—

'કૃષ્ણરૂપે છે વહ્નિ તું તો વિશ્વસકલમાં તારો વાસ' શ્રી કૃષ્ણે ગીતામાં अहं वैश्वानरो भूत्वा० કહેલું છે. જ્યારે ઉપરના વચનમાં અગ્નિને કૃષ્ણરૂપ એટલે ઈશ્વરરૂપ કહેલ છે. અને 'વિશ્વસકલમાં તારો વાસ' એ વચનનો પછીની પંક્તિઓમાં વિસ્તાર કર્યો છે. અને એ વિસ્તાર કરતાં જુદા જુદા વૈદિક મંત્રોમાંથી અગ્નિના વર્ણનને ખેંચીને મૂળના સૂચક શબ્દો કે વાકયો વડે રજુ કર્યું છે. દાખલા તરીકે:—

हंसः शुचिषद्वसुरन्तरिक्षसद्–વગેરે ઔપનિષદ મંત્રમાંથી 'ગગનાર્ણવમાં હંસરૂપે તું' લીધું છે.

'શૃંગ ચાર ત્રણ પાદ' વગેરે વચનનું મૂળ चत्वारि शृंगा त्रयोऽस्य पादा सप्त हस्तासो त्रिधा बद्धो वृषभो रोरवीति ઈત્યાદિ પ્રસિદ્ધ મંત્ર છે.

'વાણીનો પતિ તું ગુણવાન' એ વાકયમાં વાણીની અધિદેવતા અગ્નિ છે એ પૌરાણિક માન્યતાનું સૂચન છે (જુઓ વેદાન્તસારમાં કર્મેન્દ્રિયોનું વર્ણન).

'સપ્ત પ્રાણ છે સમિધ તાહરાં' ઈત્યાદિ વચનોનું મૂળ सप्त ते अग्ने समिधः सप्तजिह्वः सप्त ऋषयः सप्त धामप्रियाणि॥ (वा. सं. १७–७९) ઈત્યાદ મંત્રમાં છે.

'ધુલોકનું શિર જાતવેદનું વગેરેનું મૂળ अग्नि मूर्धा दिवः ककुत्पति : पृथिव्या अयं अपां रेतांसि जिन्वति ॥ (वा. सं. ३–१२) આદિ મંત્રમાં છે.

'વ્રતપતિ તારૂં વ્રત આચરતાં મરત થયા કોવિદ કવિરાય'

અગ્નિને વ્રતપતિ તો વૈદિક મંત્રોમાં કહેલ છે. દા. ત. अग्ने व्रतपते व्रतं चरिष्यामि (વા. સં. ૧-૫) પણ એ સમગ્ર વચનનું મૂળ મને સહેલાઈથી મળ્યું નથી. અલબત્ત આ અને બીજાં પણ ઉલ્લેખાંનું મૂળ શોધી કાઢવા મેં આવશ્યક શ્રમ પણ લીધો નથી. અને કદાચ એ જ કારણથી કોઈ કોઇ વચનનો અર્થ દુર્બોધ રહે છે. બાકી 'ચન્દ્રરૂપે આનન્દે સહુને' ઈત્યાદિ વચનોમાં તો ચન્દ્ર, તારા, આદિ સર્વ પ્રકાશિત પદાર્થોમાં તેમજ જ્યાં જ્યાં ગરમી કે ગતિ છે ત્યાં ત્યાં અગ્નિ છે એ સિદ્ધાન્તનો આશ્રય લીધો છે.

દુર્ગાશંકર શાસ્ત્રી

# કોણ છે એ હાઉ?

દેવોએ અસુરો પર વિજય મેળવ્યો ને તેઓ ફુલાઇ ગયા. “અહા, કેવું આપણું સામર્થ્ય ને કેવો આપણો મહિમા !”

ત્યાં તો દૂરથી કોઈ દેખાયું. દેવો કરતાં બધી રીતે તે જુદું પડતું હતું. સુરોની નજર તેના તરફ ખેંચાઈ. તેઓ બોલી ઊઠયાઃ ‘અરે, કોણ છે એ હાઉ? જાતવેદસ, જોઈ આવોને જરા !’

‘ઠીક.’ કહી અગ્નિદેવ ચાલ્યા. તેમને પેલી વિચિત્ર આકૃતિએ પૂછયુંઃ ‘કોણ છો તમે?’

‘હું? હું અગ્નિ છું, હું જાતવેદસ્ છું !’

‘પણ તે તમારામાં એવી શી શક્તિ છે?’

‘મારી શક્તિ? હું તો સર્વ કંઈ ભસ્મ કરી નાખું, પૃથ્વી પર જે કંઈ છે તે બધું !’

‘લ્યો ત્યારે, આ તણખલાને બાળી નાખો.’

અગ્નિદેવે પોતાની બધી શક્તિ અજમાવી. પણ તણખલું બળ્યું નહિ. તે શરમાઇને પાછા આવ્યા.

‘તમે જોઈ આવ્યા?’ દેવોએ પૂછયું.

‘ના, હું એને ઓળખી ન શકયો કે કોણ છે એ હાઉ.’

પછી દેવોએ વાયુદેવને કહ્યુંઃ ‘પવનદેવ, તમે જુઓને, કોણ છે એ હાઉ?’

‘ભલે.’ કહી પવનદેવ ચાલ્યા. તેમને પૂછવામાં આવ્યુંઃ ‘કોણ છો તમે?’

‘હું વાયુ છું, માતરિશ્વા છું !’

‘તે તમારામાં એવી શી શક્તિ છે?’

‘અરે, હું તો બધું જ ઉઠાવી લઉં, આ પૃથ્વી પર છે તે બધું જ !’

'લ્યો ત્યારે આ તણુખલાને ઉડાવો.' બધી શક્તિ અજમાવ્યા છતાં પવનદેવથી તણુખલું ઉડાવી શકાયું નહિ. તે શરમાઈને પાછા ગયા.

છેવટે દેવોએ ઇંદ્રને કહ્યું: 'મઘવન્, તમે જાતે જ જઈને જોઈ આવોને કે કોણ છે એ હાઉ?'

'ભલે.' કહી ઇન્દ્રદેવ ચાલ્યા.

પણ તે પહોંચે તે પહેલાં તો 'હાઉ' અદૃશ્ય થઈ ગયું. ઈંદ્ર તેને આકાશમાં આમ તેમ શોધવા લાગ્યા. એટલામાં એક લાવણ્યવતી નારી તેમની દ્રષ્ટિએ પડી. ઇન્દ્રે તેને પૂછ્યું: 'કોણ છો તમે?'

'હું ઉમા [બ્રહ્મવિદ્યા] છું; હિમવાનની પુત્રી છું. શું કામ છે?'

'તમે કોઇ 'હાઉ' જોયું?'

'હા.'

'તમે તેને ઓળખો છો કે કોણ છે એ?'

'હા, હું તેને ઓળખું છું. તે પોતે પરમેશ્વર હતા. તમને તમારી શક્તિનો ગર્વ થયો હતો, તેથી તે તમારા ગર્વને ટાળવા વિચિત્ર વેષે આવ્યા હતા. તેમણે તમને સમજાવ્યું છે કે મારી ઇચ્છા વિના તમે કંઈ જ કરી શકતા નથી. તમે સૌ મારી એકએક કળા છો, તમારી મારફતે હું જ સર્વ કંઈ કરૂં છું. માટે ફુલાશો મા."

આમ કહી ઉમા અદૃશ્ય થયાં. ઇન્દ્રદેવ સુરસભામાં આવ્યા ને દેવોને સઘળી હકીકત કહી. હવે દેવો સમજ્યા કે તેમનો વિજય પરમાત્માની ઇચ્છાથી જ, પ્રભુશક્તિથી જ થયો હતો. પછી બધા એકકે અવાજે બોલી ઊઠયા કે

"પ્રભુથી સહુ કંઈ થાય છે,
અમથી થાય ન કંઈ."

# મૃત્યુમાંથી અમૃતત્વ

વાજશ્રવાને નચિકેતા નામે પુત્ર હતો. મુનિએ એકવાર સોમયાગ કર્યો ને ઋત્વિજોને દક્ષિણામાં ઘરડી ઘરડી ગાયો આપી; સારી સારી ગાયો પુત્ર માટે રાખી.

પિતૃભક્ત પુત્રને પિતાનું આ કાર્ય ન ગમ્યું. તેણે વિચાર કર્યો: ' આવા દાનથકી યજ્ઞ પૂર્ણ કેવી રીતે થશે ? કેમકે ' પ્રિયવસ્તુ તણો ભોગ આપવો (એ) યજ્ઞહેતુ છે. ' અને પિતાને હું અતિપ્રિય છું. માટે પિતા મારું દાન કોઈકને કરે તો એમનો યજ્ઞ સફળ થાય."

તે પિતાની પાસે ગયો ને પ્રણામ કરી બોલ્યો: ' પિતાજી, મને કયાં આપો છો ? ' પિતાએ ધ્યાન ન આપ્યું. તેમને એમ થયું કે આ છોકરો શું બોલતો હશે !

બીજીવાર પુત્રે પૂછ્યું: ' મને કયાં આપો છો પિતાજી ! ' ઋષિ વિચાર કરતા જ રહ્યા; ઉત્તર ન મળ્યો.

વળી પુત્રે ત્રીજીવાર પૂછ્યું: ' અરે, મને કયાં આપો છો, બાપુ ? '

ઋષિને ગુસ્સો થયો. માત્ર ધમકાવવાની ખાતર તેમણે કહ્યું: ' યમને આપું છું ! '

પુત્ર કંઈ ડરી જાય તેવો ન હતો. પિતાનું વચન અક્ષરશઃ પાળવાની તેનામાં હિંમત હતી. તેણે ફરી બાલજિજ્ઞાસાથી પૂછ્યું:

' તે પિતાજી, યમ મને શું કરશે ? તે કોણ છે, ને કયાં રહે છે ? હું ત્યાં જરૂર જવાનો ! '

'અરે, ત્યાં તે જવાય કે! યમ એટલે મૃત્યુ. દેખતાં જ તેનો ડર લાગે. ત્યાં તે કંઈ લાડવો ખાવાનો છે!'

'પણ પિતાજી, હું તો જવાનો ને તમારું વચન સત્ય કરવાનો. મને તેનો જરાએ ડર નહિ લાગે, પિતાજી! આપે પણ બોલ્યું પાળવું જ જોઈએ!'

'પણ હું તો તને બીવરાવવા કહેતો હતો. એ કાંઈ હૃદયથી થોડું બોલતો હતો!'

'પિતાજી, ચિત્તમાં, વાણીમાં ને ક્રિયામાં સાધુ પુરુષો સમાન હોય છે. તે વૃથા વચન કદી ઉચ્ચારતા નથી. માટે હું તો તમારા વચનનો ભંગ નહિ થવા દઉં.'

'અરે, એમાં વચનભંગ શી રીતે થાય છે?'

'વિચારો પિતાજી, આપણા પૂર્વજોને. તેમણે કદી વચનનો ભંગ કર્યો છે? તો શું આપણે તેમની આબરૂને બટ્ટો લગાડીશું?'

આખરે, બહુ સમજાવ્યા છતાં નચિકેતા યમલોકમાં ગયો. યમરાજ ત્યાં હાજર ન હતા. તેથી તે ત્રણ રાત્રિ ભૂખ્યો ને તરસ્યો ત્યાં પડી રહ્યો. ચોથે દિવસે યમરાજ આવ્યા. તેમના પ્રધાને તેમને હકીકતથી વાકેફ કર્યા કે કોઈ મુનિકુમાર તમારાં દર્શન માટે આવ્યો છે ને ત્રણ દિવસથી ભૂખ્યો ને તરસ્યો પડી રહ્યો છે.

પોતાને ઘેર આવેલો અતિથિ અને તેય વળી નિર્દોષ બાલ ઋષિકુમાર—તેનો સત્કાર ન થયો તેથી યમને અતિ ખેદ થયો. એકદમ યમરાજ ઋષિકુમાર પાસે ગયા. તેનું બ્રહ્મતેજ જોઈ તેના તરફ તેમને ખૂબ પ્રેમ ને પૂજ્યભાવ ઊપજ્યો. યમરાજ બોલ્યા: 'અરે, મહાનુભાવ બાલ બ્રહ્મચારી મુનિકુમાર! આપ કોણ છો, ક્યાંથી આવ્યા છો, અને શી આજ્ઞા છે તે ફરમાવો. હું તમારા પર ખૂબ પ્રસન્ન થયો છું. માટે તમે મારી પાસેથી તમારી ઇચ્છા મુજબ ત્રણ વરદાન માગી લ્યો."

'જો એમ જ છે તો યમરાજ, મારા પિતા જે વાજશ્રવા —તેમનો મારા પ્રત્યેનો કોપ દૂર થઈ જાય, ને હું અહીંથી જ્યારે પાછો જાઉં ત્યારે તે મને ઓળખે ને વાત્સલ્યથી બોલાવે: એ હું પ્રથમ વરદાનમાં માગું છું.'

યમરાજ બોલ્યા: 'તથાસ્તુ ! હવે આપ બીજું વરદાન માગો.'

'મૃત્યુદેવ ! કહેવાય છે કે સ્વર્ગલોકમાં કોઈ જાતનો ભય નથી, ઘડપણ નથી, ભૂખ નથી, તરસ નથી; સ્વર્ગવાસીઓને સદા આનંદ છે. તેનું કારણ શું?'

'વત્સ, એનું કારણ સ્વર્ગીય અગ્નિ છે.'

'એ સ્વર્ગીય અગ્નિ તે કયો, યમરાજ? લૌકિક અગ્નિ કે બીજો કોઈ?'

'ના ભાઈ! એ અગ્નિ તો સર્વની હૃદય-ગુફામાં રહેલો છે. તે સદા જ્ઞાનરૂપ ને અખંડ ગતિમાન છે. જેને 'આત્મા' કહીએ છીએ તે. તેને જાણવાથી અક્ષય લોકની પ્રાપ્તિ થાય છે. આત્મામાં જીવનારા દેવ કહેવાય છે. તેમને પ્રાકૃત વિકારો—ભૂખ, તરસ, ટાઢ, તાપ, રોગ, ઘડપણ, મૃત્યુ વગેરેનો ભય નથી રહેતો, વત્સ, હું તારા પર અતિ ખુશ થયો છું ને તેથી કહું છું કે જા, આજથી એ અગ્નિ તારા નામથી ઓળખાશે. હવે ત્રીજું વરદાન માગ.'

'યમરાજ, મૃત્યુ પછી આત્મા રહેતો હશે કે કેમ, અને રહેતો હોય તો તે ક્યાં રહેતો હશે અને કેવો હશે, તે મને કહો.'

'અરે ભાઈ! એ બહુ મોટી વાત છે ને અઘરી પણ છે, માટે એને જવા દે. બીજું કંઈ માગી લે. હાથી, ઘોડા, રથ, ધન, ધામ, રાજ્ય, સુંદરીઓ અને જોઇએ તો સર્વ સ્વર્ગીય—અરે, સ્વર્ગમાં ન મળે તેવા સર્વ ભોગ—માગી લે.'

'માફ કરો દેવ, માફ કરો. એમનું કામ નથી. કેમકે તે અસ્થાયી અને સર્વ દુઃખોનું મૂળ છે. માટે મારે તો આત્મજ્ઞાન જ જોઈએ.'

'તું હજી બાળક છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો હજી તો ઘણો ય વખત છે. તું ક્યાં ઘરડો થઈ ગયો છે! માટે હમણાં તો મારી પાસેથી કોઈ ઈષ્ટ વસ્તુ માગી લે. આત્મજ્ઞાન તો ગમે તે કોઈ આપી શકશે.'

'ના રે, મહારાજ! તમારા જેવો બીજો ગુરુ મને ક્યાં મળવાનો હતો! અને વળી જ્ઞાન-પ્રાપ્તિમાં ઉંમરનું પ્રયોજન શું છે? એ તો शुभस्य शीघ्रम्—આજ આજ ભાઈ અત્યારે!'

'ધન્ય છે વ્હાલા બાળ, તારી સરળ શ્રદ્ધાને ને તારા ઉત્તમ ત્યાગને! તું આત્મજ્ઞાનનો ઉત્તમ અધિકારી છે; જો, સાંભળ ત્યારે

એ માર્ગો છે: શ્રેય ને પ્રેય: ભિન્ન,
સુજ્ઞો પ્હેલે જાય ના થાય ખિન્ન;
અજ્ઞો ઈચ્છે દુન્યવી ભોગ પન્થ,
ડૂબે મૃત્યુ-પંક, એ જ્યમ અન્ધ.

ન જન્મતો કે મરતો ન આત્મા,
થયો નથી ને પછી ના થવાનો;
પુરાણુ ને શાશ્વત દિવ્ય આત્મા
વિકાર તેને નહિ દેહ કેરા.

સૂક્ષ્મમાં સૂક્ષ્મ, મોટામાં મોટો, સૌ હૃદયે રહ્યો;
વીતરાગ જુએ તેને, થાય ચિત્ત પ્રસન્ન જ્યાં.

આત્મા રથી, શરીરને રથ જેમ જાણો,
છે બુદ્ધિ સારથી, લગામ મન પ્રમાણો;

૧ શ્રેયઃ કલ્યાણ. ૨. પ્રેયઃ ભોગ ૩. વિકારોઃ હોવું, જન્મવું, વધવું, ફેરફાર થવા, ક્ષીણ થવું, મરવું. એ છ વિકારો.

ઈન્દ્રિય અશ્વ, વિષયો પ્રતિ દોડતા તે
સન્માર્ગમાં વળી જતાં પ્રભુ પ્રાપ્તિ થાયે.

ઇન્દ્રિયો થકી શબ્દાદિ પર, તેથી મન પર,
મનથી પર છે બુદ્ધિ, આત્મા બુદ્ધિ થકી પર.
આત્માથી પર અવ્યક્ત, તેથી પુરુષ છે પર;
તેનાથી કોઈ ના મોટું, તે સીમા તે પરાગતિ.

બળે અગ્નિ, તપે સૂર્ય, યમ–વાયુ–સુરેશ સૌ
જેને લીધે કરે કાર્યો, જાણ તે પરમેશ તું.
આત્માને બલહીણો જે સો જન્મે નથી પામતો;
સંયમી અપ્રમાદી તે પ્રભુ પાસ વિરામતો.

*

મરીને વત્સ ! તું જીવ્યો,
પામ્યો છે અમૃતત્વને;
ઊઠ, જાગ, પિતા પાસે
જા; આ જ્ઞાન પ્રસારજે.

નચિકેતા ઊઠયો ને યમરાજને પ્રણામ કરી પોતાના આશ્રમમાં આવી પિતાને પગે પડયો. ખુબ વહાલથી પિતાએ તેને છાતી સરસો ચાંપ્યો ને આનંદજળથી તેને નવરાવ્યો.

# સત્યકામ જાબાલ

જાબાલ નામે એક મુનિકુમાર હતો. તેની માતાનું નામ જબાલા. તે આઠ વર્ષનો થયો એટલે માતાએ તેને કોઈ ગુરુ પાસે ભણવા મોકલ્યો. ઘેરથી એકલો ચાલી નીકળેલો મુનિકુમાર સંધ્યાકાલે ઋષિના આશ્રમ પાસે આવી પહોંચ્યો.

આશ્રમની આસપાસ પ્રકૃતિ ખીલી રહી હતી. પાસે નદી વહેતી હતી. પર્ણશાળાઓનાં આંગણાંમાં મૃગલાં વાગોળતાં બેઠાં હતાં. કેટલાક ઋષિકુમારો સંધ્યા કરતા હતા તો કોઈ હોમ આપતા હતા. કોઈ વાછરડાંને ધવરાવતા હતા તો કોઈ ગાયોને દોહતા હતા. આશ્રમ જોઈને જાબાલનું મન પ્રસન્ન થયું. ત્યાં જ રહેવા તેણે નિશ્ચય કર્યો.

એક વૃક્ષ તળે મૃગચર્મ ઉપર બેસી કુલપતિ સંધ્યા વંદન કરી રહ્યા હતા. જાબાલે તેમની પાસે જઈ અભિવંદન કર્યું.

'કોણ છે ભાઈ? ક્યાંથી આવે છે? શા સારૂ આવ્યો છે?' કુલપતિએ પૂછ્યું.

'મારું નામ જાબાલ, હું આપની પાસે વેદાભ્યાસ માટે આવ્યો છું, આપનો શિષ્ય છું, ગુરુજી!'

'વત્સ, તારૂં ગોત્ર કયું?'

'મહારાજ, તે હું જાણતો નથી. મારી માતાએ તે મને નથી કહ્યું.'

'જાણે છે, ભાઈ! ગોત્ર જાણ્યા વગર વેદ કોઈને ભણાવવામાં આવતો નથી તે?'

'ત્યારે મારી માતાને પૂછી આવું, ગુરુજી?'

'હા, પણ અત્યારે રાત છે. સવારે જજે, બાળક છે. એકલે કેમ કરી જઈશ ?'

'ગુરુજી! ભય હું જાણતો નથી. અભ્યાસ માટે મારું મન તલસી રહ્યું છે. कुतो विद्यार्थिनः सुखम् ?'

'ઠીક ત્યારે જા, પૂછી આવ.'

પ્રણામ કરી બાળક રાતો રાત પાછો ચાલ્યો, ને ઘેર આવી પહોંચ્યો

માતાએ પૂછ્યું: 'કેમ ભાઈ! પાછો આવ્યો ? રસ્તામાં કોઈએ હેરાન કર્યો, ભણવાથી કંટાળ્યો કે ગુરુજીએ ભણાવવાની ના પાડી ?

'નહિ, માતા! ગુરુજીએ મારું ગોત્ર પૂછ્યું. તેં મને તે પહેલેથી કહેલું નહિ, તેથી પાછો પૂછવા આવ્યો છું.'

માની આંખમાં એકદમ ઝળઝળીઆં આવ્યાં. એક દીર્ઘ નિશ્વાસ નાખી તે બોલી: 'ભાઈ, હું પણ તારું ગોત્ર જાણતી નથી. હું બાલ વિધવા—દેવોને સેવતાં તેમના પ્રસાદથી તું પ્રાપ્ત થયો. બેટા, જા ગુરુજીને એટલું જ કહેજે કે ગોત્ર તો હું જાણતો નથી, પણ મારી માતાનું નામ જબાલા છે ને હું તેનો પુત્ર જાબાલ છું.'

બાળક નિરાશ થઈને પાછો ગુરુના આશ્રમ ભણી ચાલ્યો. રસ્તામાં વિચાર કરતો જાય છે; અરેરે, ભગવન્! શું મારે બાપ જ નથી! શું હું અનાથ! શું હું આકાશમાંથી પડયો ને પૃથ્વીએ ઝીલ્યો! અહા, ગુરુજી કેવા પ્રેમથી આશ્રમવાસી વિદ્યાર્થીઓને ભણાવે છે, લાડ લડાવે છે! શું એ સુખ મારા ભાગ્યમાં નથી લખ્યું ? મને ગુરુજી નહિ સંઘરે!'

થોડીવારમાં તો ફરીને તે આશ્રમમાં આવી પહોંચ્યો. ગુરુજીને પ્રણામ કરી હાથ જોડીને તેમની સંમુખ તે ઊભો.

'કેમ બેટા, ગોત્ર પૂછી આવ્યો ?'

ગદ્‌ગદ્ કંઠે જાબાલ બોલ્યો: 'ગુરુજી, મારે બાપ નથી. હું ગોત્ર

હીન છું. ફક્ત એટલું જ જાણુંછું કે હું જબાલાનો પુત્ર જાબાલછું ને આપને શરણે આવી પડયો છું. ગ્હાય તેમ કરો, મારો કે તારો!

મુનિશિષ્યો તો આ સાંભળી અંદર અંદર હસવા લાગ્યા. કોઈ કહેઃ 'જોયો આ નબાપો!' કોઈ કહેઃ 'અરે, એ ગોત્રહીનને અહીં પેસવા જ કેમ દીધો?' કોઈ કહેઃ 'અરે, એ તો આકાશમાંથી ઊતરી આવેલો કોઇ દેવ હશે!' તો વળી કોઈ કહે: 'અરે, એ તો મહા(ડ) બ્રાહ્મણ થવાનો. અને કોઈ તો વળી કહેવા લાગ્યા કેઃ 'અરે, ગુરુજી એની જોડે વાત પણ શા સારૂ કરે છે!'

જાબાલ આ ઠઠ્ઠા મશ્કરી સાંભળતો હતો. છતાં તેની બિલકુલ પરવા કર્યા વિના ગુરુજીના પ્રત્યુત્તરની તે રાહ જોતો હતો.

'ધન્ય છે બેટા, તું સાચો બ્રાહ્મણ છે. તું બ્રાહ્મણ ન હોત તો આવું નગ્ન સત્ય બેધડક કહી જ ન શકયો હોત. સત્ય એ બ્રહ્મ છે. તે તારામાં વસેલું હોઈ તું બ્રાહ્મણ છે.'

વળી શિષ્યો તરફ જોઈને ગુરુજી બોલ્યાઃ 'આ બાળક વર્તનમાં તમારા સૌના કરતાં વધે છે. આજ હું એને ઉપનયન સંસ્કાર કરી વેદારંભ કરાવીશ. આજથી આ બાળક મારો મુખ્ય ને પ્રિય શિષ્ય થઈ રહેશે!' વળી જાબાલને તેઓ કહેવા લાગ્યાઃ 'બેટા, તારું ગોત્ર સત્ય ને તું જાબાલ સત્યકામ. શામાટે શરમાય છે?' द्विजत्वे तु वृत्तमेव हि कारणम्—દ્વિજત્વનું મુખ્ય લક્ષણ સદ્‌વર્તન જ છે. अक्षीणवृत्तो न क्षीणो वृत्ततस्तु हतो हतः। સદ્‌વર્તનશાળી કદી ભ્રષ્ટ થતો નથી, આચાર ભ્રષ્ટ છે તે જ ભ્રષ્ટ છે.'

સત્યકામ જાબાલ ત્યારથી ગુરૂ પાસે રહ્યો ને ગુરૂકૃપાથી સ્વયંપ્રજ્ઞ બન્યો.

## દ દ દ

પ્રજાપતિને ત્રણ પુત્ર હતા: દેવ, અસુર ને મનુષ્ય. તેઓ અભ્યાસ માટે પોતાના પિતા પ્રજાપતિ પાસે બ્રહ્મચર્ય પાળીને રહ્યા.

બાર વર્ષનું વેદ–બ્રહ્મચર્ય. બાર વર્ષ સુધી બરાબર બ્રહ્મચર્ય પાળનારની અંદર મેધાનાડી જાગૃત થાય છે અને તે સ્વયંપ્રજ્ઞ અને સર્વજ્ઞ બને છે.

ત્રણે પુત્રોએ એવું અડતાલીસ વર્ષનું બ્રહ્મચર્ય સેવ્યું. પછી તેમણે પિતાને કહ્યું: 'હવે અમને ભણાવો, ભગવાન્!'

પ્રજાપતિએ તેમને કહ્યું: 'તમે એક એક આવો. હું તમને શીખવું છું.

પ્રથમ દેવ આવ્યા. તેમણે કહ્યું: 'પિતાજી, અમને શીખવો.'

પ્રજાપતિ બોલ્યા: 'द'. પછી તેમણે કહ્યું: 'કેમ, સમજ્યા? જાઓ, વિચાર કરીને આવો.'

દેવ વિચાર કરીને પાછા આવ્યા, ને પ્રણામ કરીને બેઠા. પ્રજા-પતિએ પૂછ્યું: 'બોલો, શું સમજ્યા?'

'ભગવન્! આપ અમને કહો છો કે दाम्यत—દમ રાખો, ઇન્દ્રિયોને કબજે રાખો. ખરુંને?'

'હા, તમે બરાબર સમજ્યા. જાઓ, હવે એટલું ઘણું છે. તમારી પાસે સમૃદ્ધિ અને ભોગવિલાસનાં સાધન ઘણાં છે, એટલે ઇન્દ્રિયનિગ્રહથી તમારું કલ્યાણ થશે.'

પછી અસુરો પ્રજાપતિ પાસે આવ્યા. તેમને પણ પ્રજાપતિએ 'द' એટલો એક જ અક્ષર આપ્યો. અને પૂછ્યું, 'સમજ્યા? જાઓ, વિચાર કરો.'

અસુરો વિચાર કરીને પાછા આવ્યા, અને પિતાને કહેવા લાગ્યાઃ 'ભગવન્, અમે સમજ્યા. આપ અમને 'दयध्वम्–દયા રાખો' એમ કહોછો, ખરું ને?'

પ્રજાપતિએ કહ્યુંઃ 'તમે બરાબર સમજ્યા. તમે કઠોર હૃદયના છો, હિંસક છો, એટલે દયાનો ગુણ કેળવવાથી તમારું કલ્યાણ થશે. જાઓ, તમારા માટે એટલું ઘણું છે.'

છેવટે મનુષ્યો આવ્યા. તેમને પણ પ્રજાપતિએ 'द' એટલું કહીને પૂછ્યું: 'કેમ, સમજ્યા? જાઓ, વિચાર કરો.'

મનુષ્યોએ વિચાર કરીને કહ્યુંઃ 'ભગવન્, અમે સમજ્યા. આપ અમને 'दत्त—દાન કરો' એમ કહો છો, ખરું ને?'

પ્રજાપતિએ કહ્યુંઃ 'બરાબર, તમે ઠીક સમજ્યા. મનુષ્યોને આગળ વધવાનો એ એક જ માર્ગ છે. 'વાપરો ને વધશે'—તમારી પાસે વિદ્યા હોય તો અન્યને જ્ઞાન આપો, ધન હોય તો ભૂખ્યાને અન્ન અને નાગાને વસ્ત્ર આપો, ને તમારી પાસે શક્તિ હોય તો તે વડે અનાથોનું રક્ષણ કરો. એ જ યજ્ઞ કે ત્યાગ છે!'

પછી પ્રજાપતિએ સૌને સાથે બોલાવીને કહ્યુંઃ 'મેં તમને ત્રણ વસ્તુઓ શીખવીઃ દમ, દયા ને દાન. એ ત્રણ સ્વર્ગનાં દ્વાર છે. એથી ઊલટું કામ, ક્રોધ ને લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે. માટે તેમને તજવાં, ને दम, दया ને दान એ ત્રણ સદ્‌ગુણોને કેળવવા. એટલે તેથી પરમસુખ મળશે.'

# એકડા વગરનાં મીંડાં !

આરુણિનો પુત્ર શ્વેતકેતુ. તે દશ બાર વર્ષનો થયો ત્યાં સુધી કંઈ ભણ્યો નહિ. એક વાર તેના પિતાએ તેને કહ્યું: 'બેટા, તું કંઈ ભણતો નથી, માત્ર રમ્યા જ કરે છે; એ ઠીક કહેવાય ?'

'પણ પિતાજી! રમવું એ શું ખોટું છે?' શ્વેતકેતુએ જવાબ આપ્યો.

'રમવાની હું ક્યાં ના પાડું છું, પણ રમવું ય ખરું ને ભણવું ય ખરું. જોને, આપણા કુળમાં કોઈ અભણ રહ્યું છે?'

'હુંય શીખવાનો તો ખરો. મને કોઈ ગુરુકુળમાં મૂકી આવો.'

હવે શ્વેતકેતુને ગુરુકુળમાં મૂકવામાં આવ્યો. ખંતથી અભ્યાસ કરતાં થોડા જ વખતમાં તો તે અનેક વિદ્યાઓમાં પારંગત થયો. વડા શિષ્ય તરીકે આશ્રમમાં તે ઓળખાતો. ગુરુ તો તેનાં અતિશય વખાણ કરતા.

પણ તેથી શ્વેતકેતુને ગર્વ થયો. તેને લાગ્યું: બસ, હવે હું પૂર્ણ થયો છું. હવે જ પિતાજીને ખબર પડશે કે હું કેવો વિદ્વાન થયો છું. મને છે તેટલું જ્ઞાન ભાગ્યે જ કોઇને હશે—પિતાજીને પણ.'

ગુરુની રજા મેળવી શ્વેતકેતુ ઘેર આવ્યો. તે ઘરમાં ને બહાર અક્કડ રહે. કોઈની જોડે હળે મળે નહિ, વાતચીત ન કરે, કોઇને બોલાવે નહિ, ને વડિલોને માન પણ ન આપે!

એક દિવસ આરુણિએ તેને કહ્યું: 'ભાઈ, તુ શું ભણી આવ્યો તે તો કહે. આમ અતડો અતડો કેમ ફરે છે?'

'હું શું ભણ્યો છું તેની પરીક્ષા તો મારા ગુરુ જ કરી શકે! અને ઘરમાં મારી સાથે કેમ વર્તવું તે કોઇને જ નથી આવડતું! મારી લાયકાતનું કોઈને ભાન નથી. એવા લોકો જોડે હું શી રીતે ભળી શકું!'

' અરે, વડીલ મા બાપ અને ભાઈ ભાંડુ આગળ તે મોટાઈ બતાવાય? કુટુંબમાં તો સૌ સરખાં! ત્યાં વળી પદવી કે લાયકાતનું અભિમાન કેવું?'

' એવાં ટાયલાં મને નહિ ગમે! હાથની દશે આંગળીઓ શું સરખી હોય છે? હું કેવો સમર્થ વિદ્વાન છું તેનો તમે જરા ખ્યાલ કરશો કે નહિ?'

' પણ ભાઈ, વિદ્વાન તો વિનયી હોય. વિજ્ઞાન તો અમૃત છે. તેનું પાન કરનારા તો દેવ બને, તેમને દર્પ ન હોય.'

' જુઓ, એક શરીરનાં અંગ અનેક છે, પણ તેમાં મસ્તક સર્વથી શ્રેષ્ઠ નથી? તેને લીધે સર્વની શોભા છે, ને તેથી જ તેનું સ્થાન સર્વની ઉપર. એમ કુટુંબમાં મારું સ્થાન ઊંચું કેમ ન હોવું જોઈએ?'

' પણ એમ મોટાઈ માગી મળતી હશે? તારા ગુણો વડે જ તું કુટુંબમાં મોભાદાર ગણાઈશ. અતડા રહેવાથી જ મોભો જળવાતો નથી. સૌની સાથે મળી, તેમનો પ્રેમ સંપાદન કરી, તેમને સુખ આપવાથી ને સન્માર્ગે દોરવાથી જ મોભાદાર થવાય છે. તું એટલું જાણજે કે શરીરમાં મસ્તક ઉચ્ચ છે ખરું, પણ બીજાં અંગો વડે જ તેની ઉચ્ચ સ્થિતિ છે. અંગો ન હોય તો માથાનું સ્થાન ક્યાં રહ્યું?'

' એ ગમે તેમ હોય! જવા દો એ માથાફોડ! હું તમ સર્વના કરતાં વિદ્વાન છું એ નિર્વિવાદ સત્ય છે.'

' જો એમ હોય તો હું પૂછું તેનો ઉત્તર આપીશ?'

' ઓહ, એમાં પૂછવું જ શું?'

' કહે ત્યારે ભાઈ, એવું એક શું છે કે જેને જાણવાથી બધું જ જણાય?'

' હા હા હા......એમ તે હોય પિતાજી! એમ હોય તો પછી

આટલું બધું ભણવાની માથાકૂટ કરે જ કોણ ! તમારો પ્રશ્ન અસંભવિત છે.'

'મારો પ્રશ્ન સંભવિત છે. જેમ સુવર્ણના જ્ઞાનથી સુવર્ણના સર્વ અલંકારોનું જ્ઞાન થાય છે; જેમકે—

ઘાટ ઘડિયા પછી નામરૂપ જુજવાં,
અન્તે તો હેમનું હેમ હોયે.

અને લોઢાના જ્ઞાનથી લોઢાની તમામ વસ્તુઓ ઓળખાય છે; એમ આખાય બ્રહ્માંડનું જ્ઞાન એકથી કેમ ન થાય ?'

'એવું તેવું તો ગુરુએ મને કંઈ જ શીખવ્યું નથી. કદાચ તે પણ નહિ જાણતા હોય ! નહિ તો મને પ્રિય શિષ્યને કેમ ન શિખવે ?'

'એ માન્યતા ખોટી છે, ભાઈ ! પુસ્તકમાંથી કંઈ બધું જ જ્ઞાન મળતું નથી. અને સૌ સર્વજ્ઞ પણ હોતા નથી. મારો પ્રશ્ન અક્ષરજ્ઞાનથી નહિ, પણ અનુભવથી સમજાય તેવો છે. અને તેવો અનુભવ હજી તને થયો નથી. તું પાઠશાળામાં પુસ્તકો ભણીને આવ્યો તે ખરું, પણ હજી જગતરૂપી મહાપાઠશાળામાં—વિશ્વવિદ્યાલયમાં તારે અનુભવ લેવાનો બાકી રહ્યો છે. અને આમ છતાં તને તારી વિદ્વ-તાનો ઘમંડ છે, એ કેટલું આશ્ચર્યજનક !

ભણતર ભણીને ભણી રહ્યા ભણનારા રે,
કદી એમ ન કરશો વિચાર, શોધો ગુણ સારા રે"

'માફ કરો, પિતાજી ! માફ કરો. મારો ઘમંડ ઊતરી ગયો છે. હું આપનો શિષ્ય છું. હવે મને મારી અપૂર્ણતા સમજાઈ છે. આપ મને એ પ્રશ્નનો ઉત્તર શીખવો.'

'જો, સાંભળ ત્યારે ભાઈ ! તે એક વસ્તુ તે 'સત્' છે— જેમાંથી આ બધું ઉત્પન્ન થયું છે. સર્વ પદાર્થ રૂપ તે જ છે. તેને જાણ, એટલે તેં બધું જ જાણ્યું. તેના જ્ઞાન વિના બીજું બધું જ્ઞાન અપૂર્ણ છે; જેમ એકડા વગરનાં મીંડાં.'

# જાતે ભણ્યો

સત્યકામ જાબાલને ઉપનયન સંસ્કાર કર્યા પછી ગુરુએ તેને દુબળી દુબળી ચારસો ગાયો સોંપીને કહ્યું: 'સત્યકામ! તારે આ ગાયોને ચરાવવા જંગલમાં જવાનું છે. આ ગાયો હજાર થાય એટલે તારે આશ્રમમાં પાછા આવવું. સમજ્યો?'

'ભલે ગુરુજી!' સત્યકામ ગાયો સહિત જંગલમાં રહ્યો. કંદ-મૂળ ખાય ને ગાયોને લીલું ઘાસ ચરાવે. રાત્રે ખુલ્લી જગ્યામાં સૂવે. એમ કરતાં કરતાં ઘણા દિવસ વિત્યા. ગાયોની સંખ્યા પણ હજારની થઈ. એટલે સત્યકામ પુનઃ ગુરુગૃહ તરફ ચાલ્યો.

રસ્તામાં દહાડો આથમ્યો એટલે એક ઠેકાણે તેણે મુકામ કર્યો. ગાયો વિખેરાઈને આસપાસ બેસી વાગોળતી હતી અને સત્યકામ તાપણું કરીને તાપતો બેઠો હતો. એવામાં અવાજ આવ્યો:

'સત્યકામ, તેં અમારી ખૂબ સેવા કરી. તે બદલ તું કહેતો હોય તો કંઈક બ્રહ્મજ્ઞાન આપું!' બળદના મૂખેથી આવી વાત સાંભળી સત્યકામ આશ્ચર્ય પામી બોલ્યોઃ 'ભલે ભગવન્! હું સાંભળવા તૈયાર છું.'

'સાંભળ ત્યારે. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણ એ બ્રહ્મની એક એક કલા છે. એ ચાર કલાવાળું તે બ્રહ્મનું પ્રકાશ રૂપ. તેનાથી આ સર્વ કંઈ પ્રકાશિત છે.'

સત્યકામ તો ખુશ ખુશ થઈ ગયો. ને ઉપરોક્ત કથનનું મનન કરવા લાગ્યો.

વળી બીજે દિવસે એ જ પ્રમાણે રાતવાસો ગાળતાં અગ્નિમાંથી શબ્દ ઊઠયોઃ 'સત્યકામ, તારે બ્રહ્મનું બીજું ચરણ સાંભળવું છે?'

સત્યકામ સાવધાન થયો.

'સાંભળ ત્યારે. પૃથ્વી, અન્તરિક્ષ, આકાશ ને સ્વર્ગ : એ ચાર કલાવાળું બ્રહ્મનું બીજું ચરણ છે. તેનું નામ अनन्त.' અવાજ બંધ થયો. સત્યકામને બ્રહ્મની અનંતતાનું ભાન થતાં અત્યંત આનંદ થયો.

વળી ત્રીજે દિવસે એ મુજબ રાતવાસો ગાળતાં એક હંસ સત્યકામની પાસે આવીને કહેવા લાગ્યોઃ 'તારે બ્રહ્મનું ત્રીજું ચરણ સાંભળવું છે? સાવધાન થા! અગ્નિ, સૂર્ય, ચન્દ્ર ને વિદ્યુત્ એ ચાર કલાવાળું બ્રહ્મનું ત્રીજું ચરણ છે. તે ज्योतिष् અથવા तेजस् કહેવાય છે. એ સર્વમાં બ્રહ્મતેજ રૂપે રહેલું છે અને તે જ સર્વમાં ચેતન રૂપે પણ છે.'

સત્યકામના અન્તરમાં દિવ્ય પ્રકાશ પડયો. તે સર્વતોમુખ બ્રહ્મનું વિલસતું તેજ નીહાળવા લાગ્યો.

હવે ગુરુકુલ નજીક હતું. હવે રસ્તામાં એક રાત મુકામ કરવો પડે તેમ હતું. તે છેલ્લી રાત્રે સત્યકામ તાપતો બેઠો હતો. ત્યાં તો

નજીકના સરોવરમાંથી એક જળકુકડી બોલીઃ ‘ સત્યકામ, તને બ્રહ્મનું ચોથું ચરણ કહું કે ? ’

સત્યકામ સાવધાન થયો, કાન માંડીને સાંભળવા લાગ્યો.

‘ લે, સાંભળ ! પ્રાણ, ચક્ષુ, શ્રવણેન્દ્રિય ને મનઃ એ ચાર કલાવાળું બ્રહ્મનું ચોથું ચરણ છે. એને દેહી [ આત્મા ] કહેવામાં આવે છે. એ ચાર કલાઓની મારફતે આત્મા વિવિધ રસોનો અનુભવ કરે છે. અને, એ આત્મા બ્રહ્મથી ભિન્ન નથી.’

સત્યકામને પરમ આનંદ થયો. એને આત્મજ્ઞાન થયું. બીજે દિવસે તે ગુરુકુળમાં પહોંચ્યો. ગુરુ તેની મુખાકૃતિ પરથી સમજી ગયા કે સત્યકામ કૃતકૃત્ય થયો છે, તે સ્વયંપ્રજ્ઞ બન્યો છે, તેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે. તેમણે પૂછ્યુંઃ ‘ સત્યકામ, તું બ્રહ્મવેત્તા જેવો જણાય છે ! તને એ જ્ઞાન કોણે આપ્યું, વત્સ ? ’

‘ આપે જ. આપ વિના બીજો કોણ જ્ઞાન આપે, ભગવન્ ! આચાર્ય પાસેથી પ્રાપ્ત કરેલી વિદ્યા જ સફળ થાય છે.’

‘ બેટા, તું સ્વયંપ્રજ્ઞ થયો છે. श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः શ્રદ્ધા, તત્પરતા અને સંયમથી જ્ઞાન આપોઆપ પ્રાપ્ત થાય છે. એવો માણસ આત્મમંથન કરી પોતાના અન્તરમાંથી જ્ઞાનનો ઝરો પ્રકટાવે છે. બેટા, તને હવે મારે કંઈ ખાસ શિખવવા જેવું રહેતું નથી. જા, તારું કલ્યાણ થાઓ. ’

गुरोस्तु मौनं व्याख्यानं । शिष्याः संच्छिन्नसंशयाः ॥

# કૃતબોધ

તપોદેવ નામે એક બ્રાહ્મણ હતો. તેને એકનો એક લાડકવાયો પુત્ર હતો. તેનું નામ કૃતબોધ.

જનોઈ આપ્યા પછી તેના પિતાએ તેને પરણાવ્યો, પણ પુત્રનું મન ગૃહકાર્યમાં પરોવાયું નહિ. તેણે ઘર છોડી જવાનો વિચાર કર્યો. પિતાને તેણે સમજાવ્યું કે મારે તપ કરવા જવું છે.

પિતાએ કહ્યું: 'પુત્ર, તું એમ ન કર. મારા તરફ દૃષ્ટિ તો કર. જો, હું અને તારી માતા બન્ને વૃદ્ધ થયાં છીએ. અમારી સેવા તારા વિના બીજું કોણ કરશે? વળી તારી સ્ત્રીની અને આપણા ઘરની સંભાળ કોણ લેશે? ઘરમાં રહી માબાપની સેવા કરવી એ જ પુત્રનું લક્ષણ છે. જે મનુષ્ય પોતાનો ધર્મ બરાબર બજાવે છે ને પ્રભુભક્તિ કરે છે તેનું કલ્યાણ ઘર આગળ રહીને જ થાય છે; વનમાં જવાથી કલ્યાણ થતું નથી. તારે વનમાં જવું હોય તો પાછલી ઉમ્મરમાં જજે. બાકી ઘેર પણ તપ આચરી શકાય છે. આપણા વડીલો આમ જ કરતા આવ્યા છે. માટે જંગલમાં નાહક વખત ગુમાવવાની જરૂર નથી.'

પિતાએ સમજાવ્યા છતાં પુત્રે માન્યું નહિ ને ઘર છોડી ચાલ્યો ગયો. કેટલોક કાળ તો તેણે તીર્થોમાં ગાળ્યો. પછી જંગલમાં ગયો. પણ તેને ત્યાં બીક લાગવા માંડી અને કંઈ શાન્તિ મળી નહિ.

છેવટે તેણે ગંગાતટે જઈ તપ શરૂ કર્યું. હમેશાં તે સ્નાન, દાન, જપ વગેરે કરતો, અને મનને મારતો. આમ છતાં કોઈ યાત્રાળુ તેનાં વખાણ કરતું નહિ? આથી તેને ખેદ થયો. તેણે વિચાર્યું કે આટઆટલું તપ કર્યા છતાં લોકો મને કેમ માન નથી આપતા? લોકોથી તે કંટાળ્યો ને સમુદ્ર કિનારે ચાલ્યો ગયો.

બિલકુલ ભોજન કર્યા વગર તે તપ કરવા લાગ્યો. આમ તેને બાર વર્ષ વીતી ગયાં. આસપાસનાં વનચરો ને પક્ષીઓ તેની સાથે

હળી ગયાં. બધાં તેની આસપાસ વીંટળાઈ વળે ને રમે. કૃતદેવે જાણ્યું કે હવે હું સિદ્ધતપસ્વી બન્યો. તેને તપનો ગર્વ થયો.

એક દિવસે તે સમુદ્રમાં સ્નાન કરતો હતો ત્યારે કોઈ બગલાએ તેના માથા પર વિષ્ટા કરી. કૃતદેવને ગુસ્સો ચડયો, અને તેણે બગલા સામું જોયું કે તરત જ બગલો ભસ્મ થઈ ગયો.

મધ્યાહ્ન કાલે તે ભીક્ષા માગવા કોઇ બ્રાહ્મણને ઘેર ગયો. ઘરમાં કોઈ ન હતું. બ્રાહ્મણપુત્ર પોતાના પિતાના પગ ચોંપતો હતો તેથી તેને ભિક્ષા આપતાં વાર થઈ. આથી કૃતબોધને ગુસ્સો ચડ્યો. તે બોલ્યોઃ "અલ્યા ! તું કેવો દુષ્ટ છે કે હું અતિથિ આંગણે આવ્યો છું છતાં ભિક્ષા આપતો નથી ? તારા ઘરમાં ધર્મ છે કે નહિ ? અતિથિ પ્રત્યેનો ધર્મ તમે લોકો સમજતા નથી માટે મારે તમને શાપ આપી શિક્ષા કરવી જોઈશે."

પેલો બ્રાહ્મણપુત્ર હસીને બોલ્યોઃ "મહારાજ! ક્રોધ ન કરશો. અતિથિ પ્રત્યેનો ધર્મ હું જાણું છું. છતાં તમારે પણ સમજવું જોઈએ કે અતિથિને પણ ગૃહની અપેક્ષા હોય છે. જો એમ ન હોય તો તમે વનવૃક્ષો પાસે ભિક્ષા માગવા કેમ ન ગયા ? માટે પ્રથમ પુત્રધર્મ બજાવવો જોઈએ. જુઓ, મારા પિતા મારા ખોળામાં પગ મૂકી ઊંઘી ગયા છે. હું ઊઠું તો એ જાગી જાય. વળી જ્યાં સુધી પિતા છે ત્યાં સુધી હું સ્વતંત્ર નથી. અને તેથી તમે મારા પિતાના અતિથિ છો; મારા નથી. તેમ છતાં તમે એમ ન સમજશો કે જેમ બગલાને તમે ભસ્મ કરી નાખ્યો તેમ અમને પણ ભસ્મ કરી શકશો. પોતપોતાના ધર્મ બજાવનારને દુનિયામાં કંઈ હરકત પડતી નથી. હું પિતૃભક્ત છું, બક જેવો નથી."

બ્રાહ્મણપુત્રની વાણી સાંભળી કૃતબોધ તો દિઙ્મૂઢ જ થઈ ગયો. તે બોલ્યોઃ "અરે ! તને આટલું બધું જ્ઞાન ક્યાંથી ? તું શી રીતે જાણી શકયો કે મેં બગલાને બાળી મૂકયો. ભાઈ ! તું કૃપા કરીને તારા જેવું જ્ઞાન મેળવવાનો માર્ગ બતાવ.'

બ્રાહ્મણપુત્ર બોલ્યો: "એવું જ્ઞાન જોઈતું હોય તો અહીંથી તમે કાશી જાઓ. ત્યાં 'ધર્મવ્યાધ' કરીને એક ખાટકી છે. તે તમને જ્ઞાન આપશે. તેનું આચરણ જોતાં તમને આપોઆપ જ્ઞાન થઈ જશે. પણ જરા બેસો. મારા પિતા જાગે એટલે ભિક્ષા લઈને જાઓ.'

કૃતબોધ ત્યાં રાતવાસો રહી ગયો. બીજે જ દિવસે તે કાશી તરફ ચાલ્યો. કેટલેક દિવસે તે કાશી પહોંચ્યો ને 'ધર્મવ્યાધ'ને શોધતાં શોધતાં તે તેની દુકાને આવી પહોંચ્યો. 'ધર્મવ્યાધ' આ વખતે વેપાર કરતો હતો.

કૃતબોધ ત્યાં આગળ આવીને ઊભો. ધર્મવ્યાધે કૃતબોધને જોઈને કહ્યું: 'આપ જરાએ શંકા લાવ્યા વગર મારે ઘેર પધારો. તમને બ્રાહ્મણપુત્રે મોકલ્યા છે ખરૂંને ? તમારે એવું જ્ઞાન જોઈએ તો ભલે, હું તમને આપીશ.'

કૃતબોધ આ સાંભળી આભો જ બની ગયો, શરમાઈ ગયો. અરેરે ! આ લોકોને આટલું બધું જ્ઞાન, મને તપસ્વીને કાંઈ નહિ !

રાત્રે ધર્મવ્યાધે કૃતબોધનો યથાયોગ્ય સત્કાર કર્યો. પછી તેને બેસાડી તે પોતાનાં માબાપની સેવા કરવા ગયો. માબાપની સેવા કરીને તે કૃતબોધ પાસે પાછો આવ્યો.

ધર્મવ્યાધ બોલ્યો: 'હું બહુ ભણ્યો નથી. માત્ર માબાપની સેવા કરી ગૃહસ્થધર્મ યથાસ્થ બજાવું છું. તેને લઈને મને આટલું જ્ઞાન થયું છે. તેં તારાં વૃદ્ધ માબાપ તજ્યાં તેથી તારું તપ સફળ થતું નથી. તેં બગલાનો નાશ કર્યો તેથી તારું તપ નાશ પામ્યું. વધુમાં માબાપની આંતરડી કકડાવીને તેં તપ કર્યું. માટે તું પાછો ઘેર જા, ને માબાપની સેવા કરી ગૃહસ્થધર્મ આચરી મહાન તપનો સંગ્રહ કર. એ જ તારું તપ છે.

# ગુરુભક્ત ત્રોટક

જ્ઞાન મેળવવાનું મુખ્ય સાધન શ્રદ્ધા છે. વિદ્યાર્થીનો ગુરુ પ્રત્યે જેટલો વિશ્વાસ તેટલી જ ગુરુની શિષ્ય પ્રતિ વત્સલતા, અને જેટલી વત્સલતા તેટલું જ જ્ઞાન ગુરુ પાસેથી શિષ્યને પ્રાપ્ત થવાનું. વાછરડાને જોઈ ગાયના આંચળમાંથી દૂધ ઝરે છે તે વત્સલતાને લીધે. શ્રદ્ધા અર્થાત્ સાચો વિશ્વાસ એ એક પ્રકારનું આકર્ષણ છે. એને અન્ધતા અથવા ભોળપણ માનનારા સાચા વિશ્વાસનું સ્વરૂપ જ સમજતા નથી એમ કહેવું જોઈએ. અહીં એવી જ જાતનો એક દૃષ્ટાંત આપીશું.

શ્રી શંકરાચાર્યને મુખ્ય ચાર શિષ્યો. એમાં એક ત્રોટક નામનો હતો. એનું નામ ત્રોટક એટલા સારૂ પાડેલું કે તે ભાંગ્યું તૂટયું બોલતો હતો; તેના ઉચ્ચાર સ્પષ્ટ ન હતા.

ત્રોટક કાલુ કાલુ બોલે અને બુદ્ધિ વધારે નહિ, તેથી બીજા બધા શિષ્યો તેની મશ્કરી કરતા. પરંતુ ત્રોટક કંઈ જ ગણકારતો ન હતો. તેનામાં એક મુખ્ય ગુણ હતો અને તે 'ગુરુસેવા.' બીજા બધા વિદ્યાર્થીઓ કરતાં ગુરુ તરફ તેને વિશેષ શ્રદ્ધા હતી

અને તેથી તે ગુરુનું એકે એક વચન ઝીલતો, તેમનું કહેલું સઘળું કરતો અને તેમની સઘળી સેવા ઉઠાવતો. પરંતુ જ્યારે તેને લાગતું કે હું કંઈ ભણી શકયો નહિ, ત્યારે તેનું મન બહુ ખિન્ન થતું, તેની આંખમાં પાણી ભરાઈ આવતું. તોપણ ગુરુ તરફનો તેનો ભક્તિભાવ, તેનો અડગ વિશ્વાસ, જરાએ કમી થતો નહિ.

શ્રી આચાર્યજી તેની મુંઝવણ સમજતા હતા. પોતાનો સાચો સેવક મૂર્ખ રહે, બીજા કરતાં પાછળ પડે એ સદ્‌ગુરુ કેમ સહન કરે ?

એક વાર એવો પ્રસંગ બન્યો કે ત્રોટક ગુરુજીનું ધોતિયું ધોવા ગંગાના તટ પર ગએલો ત્યાં એને મોડું થયું. પાઠનો વખત પણ થઈ ગયો હતો. વિદ્યાર્થીઓ પોતાપોતાને સ્થાને બેસી ગયા હતા. અભ્યાસનો દરરોજનો વખત થઈ જવા છતાં આચાર્યે પાઠ શરૂ કર્યો નહિ, ત્યારે એક શિષ્ય બોલ્યો: "ગુરુજી ! આજે કેમ મોડું કરો છો ! પાઠ આપવાનો વખત તો થઈ ગયો છે !"

ગુરુજી બોલ્યા: "હજુ ત્રોટક આવ્યો નથી, તેથી તેની રાહ જોઉં છું."

બધા વિદ્યાર્થીઓ ખડખડ હસી પડયા. શંકર ભગવાને જોયું કે આમને મન ગુરુભક્ત ત્રોટકનો કંઇ હિસાબ નથી. ઠીક, આજે તેમને ગુરુકૃપાનો પરચો બતાવવો જોઈએ. મોટેથી તેમણે પૂછ્યું: "કેમ સૌમિત્ર, હસવું કેમ આવ્યું ?" "

કંઈ નહિ ભગવન્, હું તો એટલા માટે હસ્યો કે ઉત્તમ વિદ્યાર્થીઓની પણ કોઇ કોઈ વાર આપ રાહ જોતા નથી અને આજે ત્રોટક જે ભણવામાં બુદ્ધિહીણ અને સૌથી પાછળ છે તેની આપ રાહ જુઓ છો, તેથી અમને સૌને આશ્ચર્ય લાગ્યું !" કહી સૌમિત્રે વિદ્યાર્થીઓના મનનો ભાવ સ્પષ્ટ કર્યો.

શંકર ભગવાન બોલ્યા: "તમને કોઈને ત્રોટકની શક્તિની ખબર નથી. એ તો માત્ર મુખેથી બોલતો નથી એટલું જ, બાકી

તેની બુદ્ધિ અને તેનું જ્ઞાન સૌથી ચઢિયાતું છે. તે શાસ્ત્રોનાં રહસ્ય બરાબર સમજી શકે છે."

બધાઓને આથી તો વધારે આશ્ચર્ય થયું.

વળી ગુરુજી બોલ્યાઃ "આજે તમે સૌ જોશો કે ત્રોટક કેવો વિદ્વાન છે."

પછી સૌ ત્રોટકની રાહ જોતા બેઠા. થોડીવાર થઈ એટલામાં તો ત્રોકટ મુખેથી શ્લોકો બોલતો બોલતો ગુરુજીનું ધોતિયું ધોઈને આવતો જણાયો. ત્રોટક જે છંદમાં શ્લોકો ગાતો હતો તે છંદ તદ્દન નવીન હતો અને શ્લોકોનો ભાવ પણ ઊંચા પ્રકારનો હતો. બધા વિદ્યાર્થીઓ તે સાંભળી છક થઈ ગયા, અને એક બીજાના મોં સામું જોવા માંડયા. ત્રોટક આવી આચાર્યના ચરણમાં પડયો. આચાર્યજીએ કહ્યું: "ઊઠ ત્રોટક, તું જે શ્લોક બોલતો હતો તે ફરી બોલ અને એવા જ આઠ દશ શ્લોકની સુંદર કવિતા સૌને સંભળાવ."

"ભલે ગુરુજી, આ સેવકને જેવી આજ્ઞા." કહી ત્રોટકે સુંદર અને છટાદાર વાણીમાં ગાઈ બતાવ્યું. છેવટે આશ્ચર્યમાં ગરકાવ થયેલા સહુ વિદ્યાર્થીઓને તેણે સમજાવ્યું: "આ બધો પ્રતાપ ગુરુભક્તિનો છે.

ગુરુ પ્રત્યેની ત્રોટકની શ્રદ્ધા દીપી ઊઠી. ત્રોટક પોતે પોતાનો ગુરુ થયો. ખરેખર ! સત્ય વિશ્વાસ એવી અજબ વસ્તુ છે. ત્રોટકે જે છંદમાં શ્લોક ગાયા હતા તે છંદ હજુ 'ત્રોટક છંદ' નામે ઓળખાય છે, અને તેઓ 'ત્રોટકાચાર્ય'ને નામે સર્વના પૂજ્ય છે.

# રામાયણુની વાતો

## [ ૧ ]

" પધારો બ્રહ્મપુત્ર, પધારો મહાનુભાવ ! આપને પગલે આજે આ આશ્રમ પવિત્ર થયો. " કહી વાલ્મીકિ ઊઠયા અને નારદજીને આદર સાથે આશ્રમમાં તેડી લાવ્યા.

આશ્રમને યોગ્ય આતિથ્ય કરી વાલ્મીકિ નારદજીને પૂછવા લાગ્યા: " બ્રહ્મપુત્ર, આપ સર્વત્ર વિચરો છો, આખા વિશ્વની આપને માહિતી છે. તો મહાનુભાવ ! કૃપા કરીને મને કહો કે આ લોકમાં કોઈ એવો પુરુષ છે જે પરિપૂર્ણ હોય, આદર્શરૂપ હોય ? છે કોઈ એવો પ્રતાપી કે જેના આશ્રયે લક્ષ્મી સમગ્રપણે ઐશ્વર્ય, ધર્મ, યશ, પ્રતાપ, જ્ઞાન, વૈરાગ્ય આદિ ગુણો વડે વાસ કરી રહી હોય ? છે કોઈ એવો પુરુષોત્તમ જેને વાયુ, અગ્નિ, સૂર્ય, ચન્દ્ર, ઈન્દ્ર, ઉપેન્દ્ર, કુબેર વગેરે દેવો સાથે સરખાવી શકાય ? જો આવો કોઈ પુરુષ આપની ધ્યાનમાં હોય તો કૃપા કરી મને તેનું ચરિત્ર સંભળાવો. તે સાંભળવા હું અતિ ઉત્સુક છું. "

નારદજી બોલ્યા: "મહર્ષિ, તમે જે ગુણો ગણાવ્યા તે કોઈ એક સાધારણ પુરુષમાં મળવા દુર્લભ છે. તો પણ એવા ગુણવાળો પૂર્ણપુરુષ છે ખરો. ઈક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થએલા, દશરથ રાજાના પુત્ર શ્રીરામ એવા દૈવીગુણોથી લોકમાં પ્રખ્યાત છે. આ યુગમાં એ એક જ મહાપુરુષ સર્વગુણસંપન્ન છે. લોકોનું કલ્યાણ કરનારું એમનું આદર્શ ચરિત્ર હું તમને સંક્ષેપમાં કહું છું."

[ ૨ ]

ચારે બાજુ કુદરત ખીલી રહી છે. વચ્ચે કલકલ કરતો નદીપ્રવાહ વહી રહ્યો છે. સારસ વગેરે પક્ષીઓના અવાજથી નદીતટ ગાજી રહ્યો છે. સ્નાન-સન્ધ્યાદિથી પરવારી વાલ્મીકિ મુનિ તટ પર આમ તેમ ફરી રહ્યા છે. બાજુમાંથી સરરરરર કરતું એક બાણ આવ્યું. તેના ઘાથી સારસની જોડલીમાંથી એક પુરુષ પક્ષી મરણ પામ્યું. ક્રૌંચી તેના મૃતદેહ પાસે કરુણ સ્વરે આક્રંદ કરવા માંડી. મરેલા પક્ષીને લેવા વૃક્ષોની ઘટામાંથી એક પારધિ નીકળતો જણાયો. વિના કારણે આવા નિર્દોષ અને કલ્લોલ કરતા પક્ષીને વ્યાધે માર્યું એ જોઈ, વાલ્મીકિ મુનિનું હૃદય દયાથી પીગળ્યું. અચાનક તેમના મુખમાંથી શ્લોકબદ્ધ સરસ્વતી નીકળી:

"રે નિષાદ, પ્રતિષ્ઠા તું કદીએ પામશે નહિ;
કરી ખંડિત તેં જોડી ક્રૌંચની રમતી અહીં."

પણ પછી ઋષિને ચિંતા થઈ કે "અરે, મેં આ શું કર્યું? શાપ આપવાથી તો ઊલટું મને પ્રાયશ્ચિત લાગ્યું!"

આમ અપૂર્વ છન્દોબદ્ધ વાણીથી વિસ્મય પામેલા અને પારધિને શાપ આપવાથી ખિન્ન થએલા મુનિ વિચાર કરતા કરતા આશ્રમમાં આવ્યા. ત્યાં તેમને બ્રહ્મદેવનાં દર્શન થયાં. ચિંતાતુર મુનિને બ્રહ્મદેવે કહ્યું: "તમે ચિંતા છોડી દો. તમે જે કંઈ કર્યું છે તે યોગ્ય છે.

તમારા મુખમાંથી જે શ્લોક નીકળ્યો છે, તે શ્લોકરૂપ [યશરૂપ] જ થશે, શોકરૂપ નહિ થાય. એ બધું મારી પ્રેરણાથી જ બન્યું છે. હવે તમે એવા જ અનુષ્ટુપ છન્દમાં શ્રીરામનું ચરિત્ર ગાઓ. મારા આશીર્વાદ છે કે તમારા કાવ્યમાં કોઈપણ જાતની ખામી નહિ આવે. એ મહાકાવ્ય "યાવચ્ચન્દ્ર દિવાકરૌ" લોકમાં પ્રસિદ્ધિ પામશે. તમે આદિ કવિ તરીકે પંકાશો." બ્રહ્માજી આટલું કહી અન્તર્ધાન થયા.

વાલ્મીકિએ આદર્શ પૂર્ણપુરૂષ શ્રીરામચન્દ્રજીનું ચરિત્ર ગાયું. અદ્યાપિ તે રામાયણ તરીકે પંકાય છે, એ કાવ્ય ભારતના હૃદયરૂપ છે, ભારતનો આદર્શ તે રજુ કરે છે, અને ધર્મશાસ્ત્ર તરીકે પ્રમાણભૂત ગણાય છે.

[ ૩ ]

રાવણે એક વાર માહિષ્મતી નગરી પર ચડાઈ કરી. ત્યાં સહસ્રાર્જુન રાજ્ય કરતો હતો. તે બહુ પરાક્રમી હતો. રાવણ આવ્યો ત્યારે સહસ્રાર્જુન જલ-વિહાર કરવા નર્મદાકાંઠે ગયો હતો. તેના પ્રધાનો પણ સાથે હતા. રાવણ ત્યાં આવી પહોંચ્યો ને પ્રધાનોને યુદ્ધનું કહેણ મોકલ્યું. પ્રધાનોએ જવાબ વાળ્યો: "જો અમારા રાજા જોડે લડવાની હોંશ હોય તો એક દિન થોભો. નહિ તો અમે તો તૈયાર જ છીએ.

ગર્વિષ્ઠ રાવણે સૈન્ય લઈ એકદમ હલ્લો કર્યો. આ વાતની ખબર સહસ્રાર્જુનને પડી. તે ગદા લઈ રાવણની સામે આવ્યો. રાક્ષસનું સૈન્ય પલાયન કરી ગયું, ને રાવણને બાંધી સહસ્રાર્જુન પોતાની નગરીમાં લઈ આવ્યો.

રાવણના પિતા ઋષિ પુલસ્ત્યને આ વાતની ખબર પડી. તે એકદમ સહસ્રાર્જુન પાસે આવ્યા. રાજાનાં પરાક્રમનાં વખાણ કરી પુલસ્ત્યે રાવણને છોડવાની માગણી કરી. ઉદાર દિલના સહસ્રાર્જુને ઋષિનું

વચન સ્વીકાર્યું, ને રાવણને કેદમાંથી મુક્ત કર્યો. લડાઇખોર રાવણ અત્યારે બહુ શરમીંદો બન્યો હતો. સહસ્રાર્જુનના હાથનો સ્વાદ તેણે ચાખ્યો હતો. હવે ફરીથી અહીં ન આવવું એવો નિશ્ચય કરી, નોળિયા આગળથી સર્પ ભાગે એમ નીચું મોં ઘાલી રાવણ ત્યાંથી ચાલતો થયો.

પણ નફ્ટ રાવણ થોડા દિવસમાં થએલું અપમાન ભૂલી ગયો, ને વળી પાછો લોકોને સતાવવા લાગ્યો. જે કોઈ દેવ, મનુષ્ય કે રાક્ષસને તે વધારે બળવાન સાંભળતો તેને યુદ્ધનું નિમંત્રણ કરતો.

[ ૪ ]

એક વાર રાવણ કિષ્કિંધા નગરીમાં જઈ ચડયો. ત્યાં વાનરોનો રાજા **વાલી** રાજ્ય કરતો હતો. તે મહાબળવાન કોઇથી ન જીતી શકાય એવો હતો. સંધ્યાકાળ થયો હોવાથી નદીના કાંઠા પર બેસી તે સાયંસંધ્યા કરતો હતો. નદી અને સમુદ્રના સંગમની શોભા મનોહર હતી. વાલી ધ્યાનમાં નિમગ્ન હતો. રાવણને લડવાની એટલી બધી તાલાવેલી હતી કે તે વાલીને શોધતો શોધતો સમુદ્રકાંઠે આવ્યો. અને ધીમે ધીમે પગલે આવી વાલીની પાછળ જઈ ઊભો રહ્યો. વાલીને ધ્યાનભંગ કરવા રાવણે તાળીઓ પાડી, ને કડવાં વેણ કહ્યાં. રાવણે વાલીને પાછળથી પકડી લેવાનો ઈરાદો કર્યો, પણ એટલામાં તો વાલી ધ્યાનમાંથી જાગ્યો. તેણે ઊભા થઈ રાવણને પકડી લીધો. ગરૂડ આગળ સાપની પેઠે રાવણ પરવશ બન્યો. બહુ બળ વાપરવા છતાં વાલીની બાથમાંથી રાવણ છૂટી શકયો નહિ. તે ગુંગળાઈ ગયો ને બેશુદ્ધ થઈ ગયો. શુદ્ધિમાં આવ્યા પછી રાવણે વાલીનાં ખૂબ વખાણ કર્યાં પણ વાલીએ તેને છોડયો નહિ. તે તેને ઘેર લઈ ગયો અને પોતાના પુત્ર અંગદના પારણા સાથે તેને ખેંચી બાંધ્યો. બાળક અંગદની કેટલીયે લાતો તેણે ખાધી. રાવણનો અભિમાન હવે ગળી ગયો. તેણે વાલીને ખૂબ આજીજી કરી ને સખ્ય કરવા વિનતિ કરી. આખરે દયા લાવી વાલીએ તેને છૂટો કર્યો.

રાવણના પ્રધાનો તેને શોધતા શોધતા અહીં આવી પહોંચ્યા, ને તેને લંકામાં તેડી ગયા. છતાં રાવણે પોતાનો મદ ન તજ્યો.

નફ્ફટ માણસોના હાલ હમેશ આવા થાય છે.

[ ૫ ]

રાવણ સૈન્ય લઈ કૈલાસ ગયો. તે જાણતો હતો કે અહીં શિવનો વાસ છે, અને શિવ તેના વરદાતા છે,—તેમના પ્રતાપે જ તેને આટલું બળ પ્રાપ્ત થયું છે. તો પણ તેણે તે વાતનું સ્મરણ રાખ્યું નહિ. એને તો હાથે ચળ આવતી હતી. કોઈ જોદ્ધો લડવાને જોઇતો હતો અને તે હજી મળ્યો નહતો. એટલે તેણે પોતાના વીસ હાથે કૈલાસને બાથ ભીડીને આખો પર્વત હલાવ્યો. પાર્વતી ભય પામ્યાં. શિવે તેમને ધીરજ આપી કે ગભરાશો નહિ. આ તો મેં એને વરદાન આપ્યું છે, તેનો એ બદલો વાળવા આવ્યો છે. હમણાં હું તેને પાંશરો કરું છું.' એમ કહી શિવે જમણા પગનો અંગુઠો જરા દબાવ્યો. તેના ભારથી રાવણ કૈલાસ નીચે એવો દબાયો કે બહુ જ મુંઝાઈને કરગરવા લાગ્યો ત્યારે શિવે તેને જતા કર્યો.

અહીં કશું ન ચાલ્યું એટલે રાવણે કુબેર પર હલ્લો કર્યો ને તેનું 'પુષ્પક' વિમાન ખુંચવી લીધું. પછી ઈન્દ્ર, યમ, વરૂણ વગેરે લોકપાલોને જીતી તેમને કબજે કર્યા. પછી એ ચઢયો ક્ષત્રિય રાજાઓ પર. કેટલા ક્ષત્રિયો એના ભોગ થઈ પડયા ને કેટલાક તાબે થયા.

આ વખતે આર્યાવર્તમાં બે મોટાં ક્ષત્રિય રાજ્યો હતાં. કોશલનું અને વિદેહનું. કોશલમાં સૂર્યવંશી રઘુરાજાઓનું રાજ્ય હતું. તેમની રાજધાની મિથિલા નગરી હતી.

ફરતો ફરતો રાવણ અયોધ્યામાં આવ્યો. તે વખતે 'અનરણ્ય' રાજા ત્યાં રાજ્ય કરતો હતો. તેણે રાવણ સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યું. પણ તેમાં તે પડયો. ત્યારે રાવણ ખડખડ હસીને બોલ્યો: " ગાંડા રે ગાંડા, મારી સાથે યુદ્ધ કરીને તેં શું મેળવ્યું ? હું ધારું છું કે મારા બળ

વિશે તે કંઈ સાંભળ્યું નહિ હોય !" અનરણ્ય મંદ સ્વરે બોલ્યો: "મૂર્ખ, તને ખબર નથી કે મેં મારો ધર્મ બજાવ્યો છે, ને તેમ કરતાં હું પડચો છું. આવી રીતે મરવામાં તો ક્ષત્રિયોનું કલ્યાણ છે. અત્યારે તું મદોન્મત્તપણાને લીધે મારી મશ્કરી કરે છે પણ યાદ રાખજે કે જ્યારે ત્યારે પણ અમારા વંશજોને હાથે જ તારું મરણ થવાનું છે. અમારા વંશજો તને તાબે થાય એમ નથી, ભલે ને બીજા બધા તારું ચક્રવર્તીપણું સ્વીકારે !"

મરતા રાજાનાં વચનથી રાવણ દિગ્મૂઢ બની ગયો. તેનામાં કંઈ ભયનો સંચાર પણ થયો. અનરણ્યની ક્ષમા માગવાનું તેને મન થયું, પણ તેના ઉછાંછળાપણાએ તેને તેમ કરતાં અટકાવ્યો. જાણે કંઈ બન્યું જ નથી, એમ સમજી રાવણ ત્યાંથી ચાલતો થયો. પણ તેના મન પર ક્ષત્રિયોનો પ્રભાવ પડચો.

નોંધ: સદ્‌ગત મૂળશંકરભાઈએ રામાયણની સંપૂર્ણ કથા સરળ સ્વાભાવિક ભાષામાં લખવા ધારેલી; મહાભારત, ભાગવત અને બીજાં પુરાણોનાં સુંદર કથાનકો પણ આ ઢબે લખવાની તેમની યોજના હશે એમ લાગે છે. આવી સરળ વાર્તાશૈલીમાં આપણા ધર્મગ્રંથોની કથાઓ તથા આખ્યાયિકાઓ લખાવી, છપાવી તેનો છૂટથી પ્રચાર કરવો જોઈએ. —સંપાદક

# સેનાની કાર્તિક

[૧]

મહાદેવના એ પુત્ર. કાર્તિક સ્વામી કે કુમારના નામથી તે ઓળખાય છે. હિમાલયના પહાડી પ્રદેશમાં તે ઊછર્યા હતા. અગ્નિ જેવો સુવર્ણરંગી એમનો દેહ હતો.

મોર એમને બહુ પ્રિય હતા. નાનપણમાં તેમની સાથે તે રમતા. તાળીઓ પાડી મોરોને નચાવતા, અને તેમની સાથે નાચતા. મોર એમને પોતાનાં પીછાં આપતા. માતા પાર્વતી એમની બાળ-રમતોથી આનંદ પામતાં.

પોતાના બાલમિત્રોની સાથે કોઇ વાર ગંગાને કાંઠે જતા. પાણીમાં ડૂબકીઓ મારતા, અને તરીને સામે પાર જતા. માતાના ખોળામાં ખેલે એમ ગંગાના ખોળામાં પણ ખેલતા. હરણોની પાછળ દોડી એમને ઘેરી લેતા. વાંસનાં ધનુષ-બાણ બનાવી નિશાન તાકતા. મિત્રોની સાથે લાકડાની તલવાર ને ઢાલથી પટ્ટા ખેલતા.

બાલમિત્રોને સિપાહી બનાવી જાતે સેનાપતિ બનતા. લશ્કરના જુદા જુદા વ્યૂહ ગોઠવતા અને સામા પક્ષની ટોળી પર હલ્લો કરી તેને હરાવતા. આવી આવી એમની બાળરમતો હતી.

માતા પાર્વતી રમત ગમતમાં પોતાના કુમારને શિક્ષણ પણ આપતાં. કુમાર આઠ વર્ષના થયા એટલામાં તો તેમનામાં મહા-પુરુષનાં સર્વ લક્ષણો દેખાવા માંડયાં. જનોઈ આપ્યા પછી તેમને યોગ્ય શિક્ષણ મળે એવી ગોઠવણ કરવામાં આવી.

[૨]

તારક નામનો એક અસુર હતો. તપ કરીને બ્રહ્મા પાસેથી તેણે અનન્ત શક્તિ મેળવી હતી. તે જગતને ખૂબ પીડવા લાગ્યો. મોટા મોટા રાજાઓ પણ તેનું નામ સાંભળીને કાંપતા હતા.

એકવાર તેણે સ્વર્ગ ઉપર ચઢાઈ કરી દેવોને હરાવ્યા. ઇન્દ્ર અગ્નિ, યમ, વરૂણ, વાયુ, કુબેર વગેરે દેવો પોતપોતાનાં નગરો છોડી પર્વતોની ગુફામાં ભરાઈ ગયા. સ્વર્ગમાં તારકાસુરનું રાજ્ય થયું. દેવલોકમાં તેણે ખુબ ત્રાસ વર્તાવ્યો. આખા વિશ્વને તે ખુબ કનડવા લાગ્યો. કોઈ તેની સામે થઈ શકતું ન હતું.

ઇન્દ્ર કંગાળ થઈ ગયો. તેનું વજ્ર પણ કટાઈને બુઠ્ઠું થઈ ગયું. અગ્નિદેવ ઠંડા હિમ જેવા થઈ ગયા. તેમની તલવાર અત્યારે કાંઈ કામમાં આવતી ન હતી. કડક યમરાજ પણ નરમઘેંસ થઈ ગયા હતા. પાપીને કારમો લાગતો એમનો યમદંડ બુઝાઈ ગએલા અંગીઠા જેવો લાગતો હતો. કુબેરની ગદા તારકાસુરે ખુંચવી લીધી હતી. એમનો ગદા વગરનો હાથ ડાળીઓ વગરના ઝાડના ઠુંઠા જેવો દેખાતો હતો. પવનદેવની ગતિ મંદ પડી ગઈ હતી. તેમનાં ઉત્સાહ ને સાહસ તો ક્યાંય સંતાઈ ગયાં હતાં. ને, વરૂણદેવનો પાશ (ફાંસો) તૂટી ગયો હતો.

આવી દુ:ખી હાલતમાં દેવો બ્રહ્મા પાસે ગયા. દુ:ખ ને શરમને લીધે દેવો તો કાંઈ બોલી શક્યા નહિ, પણ તેમના ગુરૂ બૃહસ્પતિએ દેવોની વીતક વાત બ્રહ્માને કહી સંભળાવી.

બ્રહ્માએ કહ્યું: 'એ દુષ્ટ અસુરને મેં જ પોષ્યો છે. પણ હવે હું વૃદ્ધ થયો છું. મારા કામમાંથી મને જરાએ ફુરસદ મળતી નથી. એટલે મારાથી કંઈ બને નહિ.

'મહાદેવ તમારી વ્હાર કરે, પણ તેમણે તો તપ માંડયું છે. એમાંથી નવરા પડે જ શાના!

'હવે રહ્યા વિષ્ણુ. તે તો તમારી મદદે આવ્યા હતા. પરંતુ રાક્ષસ પર ફેંકેલું તેમનું ચક્ર નકામું ગયું, એમના ચક્રથી પણ એ અસુરનું માથું કપાયું નહિ એટલે તે પણ હવે શું કરે?

'પણ હજી એક ઉપાય છે. તે તમને બતાવું છું, સાંભળો. મહાદેવનો પુત્ર કાર્તિક જુવાન છે, બળવાન છે, ઉત્સાહી છે, હિંમતવાળો

છે, અને બુદ્ધિશાળી છે; તે તમને મદદ કરશે. એને તમારો સેનાપ બનાવો તો જરૂર તમે જીતશો. કારણ, તે કુમાર યુદ્ધકળામાં, નીતિમ અસ્ત્ર-શસ્ત્રવિદ્યામાં ને બુદ્ધિમાં એક્કો છે. વળી તેની પાસે કેળવાએલ કેટલાક દેવકુમારોની એક ટુકડી છે. એ ટુકડી અસુરો સાથે યુદ્ધમાં કોઈપણ રીતે પાછી નહિ પડે. ને એની પછવાડે રહી ત બધા મદદ આપજો.'

બ્રહ્માએ બતાવેલા ઉપાયથી દેવોના અન્તરમાં આશા પ્રગટ તેમનાં મોં પર હવે કંઈ નૂર જણાયું. બ્રહ્માની રજા લઈ સૌ દે કૈલાસ તરફ ચાલ્યા.

[ ૩ ]

દેવોએ મહાદેવ પાસે કાર્તિક સ્વામીની માગણી કરી. મહાદે તો વિશ્વનું હિત ઇચ્છનારા રહ્યા. એટલે સૌના હિતની ખાતર પોતા વહાલા કુમારને તેમણે દેવોની મદદે જવા આજ્ઞા કરી.

કાર્તિક સ્વામી પિતાની આજ્ઞાની જ રાહ જોતા હતા. તે મ એટલે તેમના ઉમંગનો તો પાર ન રહ્યો. તે માતા પાર્વતીને પ પડયા. તેમની શીખ માગી અને માતાએ તેમને છાતી સરસા ચાંપ ચુંબન કર્યું ને અસુરને જીતી વહેલા ઘેર આવવાનો આશીર્વાદ આપ્ મા‍તાએ પુત્રને અસ્ત્ર-સસ્ત્ર સજાવ્યાં ને લઢાઈમાં પૂંઠ ન બતાવવા ઉપદેશ આપ્યો. વહાલસોયા પુત્રને અળગો કરતાં સતીનો જીવ ન મુંઝા

દેવોએ કાર્તિકસ્વામીને સેનાપતિનું પદ આપ્યું. દેવસેનામાં ર વાજાં વાગ્યાં. મોખરે કાર્તિક સ્વામીનો રથ, પાછળ દેવકુમારો ટુકડી ને પછી દેવગણ; એમ સઘળી સેના કુચ કરતી ચાલી. જ કે સાગરનાં પૂર ઊલટયાં! સુકોમળ કુમાર સેનાપતિ થાય એ પહેલો જ પ્રસંગ હતો. રસ્તામાં આવતાં ગામોના લોક કુમારને જો આનંદ પામતા, પુષ્પોથી વધાવતા, ને વિજયી થવા આશિ આપતા હતા.

દેવો ફરી લડવા આવે છે એ ખબર તારકાસુરને મળ્યા. તે મનમાં કંઈક હસ્યો અને દેવોને સખત શિક્ષા કરવા આ વખત તો તેણે મોટું અસુરસૈન્ય ગોઠવ્યું. દેવસેના પણ વખતસર આવી પહોંચી.

પોતાની સામે બાલ સેનાપતિ અને દેવકુમારોની ટુકડી જોઈ તારકાસુર દેવોને ધિક્કારવા લાગ્યો, અને કહેવા લાગ્યો : 'હત્ બાયલાઓ, આ બિચારાં છોકરાંઓને આગળ કરીને લડવા આવ્યા છો ! છોકરાંની ગરદન કપાવીને તમારે ઘરડાઓને જીવતા ભાગી જવું છે ! જાઓ, પાછા જાઓ, લઢ્યા એ તો !'

વડીલોનું અપમાન સાંભળી કાર્તિકે કહ્યું: 'અસુરરાજ, અમે કુમારો એ વડીલોનાં સંતાન છીએ. અમે તેમના વારસ છીએ, ને તેથી અમારા બાપ-દાદાઓની જાગીર અને માલ મિલકત જે તમારી પાસે છે તે છોડાવવા અમે આવ્યા છીએ. માટે સીધી રીતે અમારૂં અમને સોંપીને તમે તમારે થાનકે જાઓ. અમે ખાસ લડવાના ઈરાદાથી આવ્યા જ નથી ! સીધી રીતે સોંપશો તો મિત્ર બનશો, નહિ તો છેવટે લઢાઈ કરવી પડશે.'

આવાં નમ્ર વચનોથી પણ તારકાસુર ખૂબ ખીજાયો. તેણે દેવ-સેના પર મારો ચલાવ્યો. અસુરોના ભારે હલ્લાથી દેવો તો ગભરા-ઈને ભાગ્યા. પણ દેવકુમારોની ટુકડી સાથે કાર્તિકે અસુરોને જરા-પણ મચક ન આપી. બન્ને સેના વચ્ચે ભારે જુદ્ધ મચ્યું. કાર્તિક સ્વામી તારકાસુરની સામે આવી તેના રથ પર કૂદી પડયા અને પોતાની શક્તિથી અસુરનો નાશ કર્યો.

દેવસેનાનો વિજય થયો. અસુરો કેટલાક ભાગી ગયા, કેટલાક શરણે થયા. દેવદુંદુભિઓ ગગડી. અપ્સરાઓએ સેનાની કાર્તિક પર પુષ્પવૃષ્ટિ કરી. આખું વિશ્વ સુખી બની આનંદના મહાસાગરમાં ઝીલવા લાગ્યું.

# સ્વયંપ્રજ્ઞ ભૃગુ

વરુણનો પુત્ર ભૃગુ ઉપનયન સંસ્કાર પછી પિતાના આશ્રમમાં બ્રહ્મચર્ય પાળીને રહેતો હતો. આશ્રમમાં થતી બ્રહ્મચારીઓની જ્ઞાન ચર્ચાઓ તે નિત્યનિત્ય સાંભળતો. એક દિવસે તેને જીજ્ઞાસા થઈ કે આ બધા જેને 'બ્રહ્મ' કહે છે તે શું હશે? તે પિતા પાસે ગયો ને પ્રણામ કરી બોલ્યો : "તાત! 'બ્રહ્મ' શું હશે? મને સમજાવશો?"

"ઘણી ખુશીની સાથે, ભાઈ! જો અંતરની ઇચ્છા થાય તો સૌએ સમજી શકે. જીજ્ઞાસુને એ જાણવું કઠીન નથી. જો, જેનાથી સર્વ ભૂતની ઉત્પત્તિ થાય છે, જેનાથી તે પોષાય છે, અને જેમાં તે લય પામે છે તે 'બ્રહ્મ'. સમજ્યો?"

"એ કઈ વસ્તુ, પિતાજી?"

"જા, તપ કર. વિચાર કર એટલે સમજીશ કે બ્રહ્મ એ શું છે?"

પિતા પાસેથી આટલું જાણી બ્રહ્મચારી ભૃગુએ તપ આદર્યું ને લાંબો કાળ મનન કર્યું. તેને સમજાયું કે 'અન્ન' બ્રહ્મ છે; કેમકે અન્નથી પ્રાણુથી ઉત્પત્તિ થાય છે, અન્નથી પ્રાણી પોષાય છે અને અન્નના અભાવે પ્રાણીનો લય થાય છે. માટે અન્ન એ 'બ્રહ્મ' છે. તે ખુશી થતો પિતા પાસે આવ્યો ને પોતાનો અનુભવ રજુ કર્યો. પિતાએ કહ્યું : "તું તે બરાબર સમજ્યો છે. જા, હજી વધારે ઊંડો વિચાર કર. યાદ રાખ કે તપ એ બ્રહ્મ છે, તપથી બ્રહ્મને જાણી શકાય છે. તું તપ કર."

ભૃગુએ તપ આચર્યું. મનન કરતાં તેને અનુભવ થયો કે "પ્રાણ" એ બ્રહ્મ છે. પ્રાણી પ્રાણથી જ ઉત્પન્ન થાય છે, પ્રાણથી પોષાય છે અને પ્રાણમાં જ લય પામે છે. અન્ન વિના કેટલોક વખત ચાલે છે, પણ પ્રાણ વિના ઘડીએ ચાલતું નથી. તેનો ઉત્સાહ વધ્યો. તે પિતા પાસે આવ્યો ને કહ્યું : "પિતાજી! હવે મને સમજાયું! પ્રાણ એ બ્રહ્મ છે."

પિતાએ કહ્યું : "હજુ તું તપ કર. વિચાર કર અને તને સમજાશે કે બ્રહ્મ એ શું છે?"

ભૃગુએ તપ કર્યું. ઊંડો વિચાર કરતાં તેને સમજાયું કે ઇચ્છા વગર કંઈ બની શકતું નથી. સઘળું ઇચ્છાથી જ થાય છે. સૃષ્ટિ પણ તેનાથી થાય છે, પોષાય છે ને લય પામે છે. ઇચ્છા વિના કંઈ જ ન હોઈ શકે. ઇચ્છાશક્તિથી જ ઇન્દ્રિયો પોતપોતાનાં કામ કરે છે. ઇન્દ્રિયો તો ઇચ્છાશક્તિનાં સાધન છે. માટે જ 'ઇચ્છા' બ્રહ્મ હોઈ શકે.

તેણે પિતા પાસે આવી પોતાનો અનુભવ કહ્યો. પિતાએ કહ્યું : "બરાબર છે. ઇચ્છા કરનાર 'મન' છે. તેની શક્તિ તે ઇચ્છા. હજી વધુ સુક્ષ્મ વિચાર કર એટલે તું તારી મેળે જાણીશ કે 'બ્રહ્મ' એ શું છે?"

ભૃગુએ વળી તપ આચર્યું. વિચારમાં લીન થઈને એક ચિત્તે તે બ્રહ્મની શોધમાં પડયો. તેને જણાયું કે મનની પાછળ પણ કોઈ છે ખરૂં—કે જે સમજી શકે છે, અનુભવ કરી શકે છે; કેમકે જાણ્યા વગર, અનુભવ કર્યા વગર વિચાર ન થાય માટે મનની પાછળ 'બ્રહ્મ' હોવું જોઇએ. તેને આનંદ થયો. પિતા પાસે આવીને તેણે પોતાનો અનુભવ જણાવ્યો. પિતાએ કહ્યું : "બરાબર છે. એને વિજ્ઞાન અગર બુદ્ધિ કહેવામાં આવે છે. હજુ વિચાર કર એટલે તને બ્રહ્મ ઓળખાશે."

ફરી ભૃગુએ તપ શરૂ કર્યું. તેણે બહુ સુક્ષ્મ રીતે બ્રહ્મની શોધ કરી. તેણે જણાયું કે બુદ્ધિની પેલી મેર તેને પ્રેરણા આપનાર પણ કંઈક છે. તેના પ્રકાશથી અને તેની પ્રેરણાથી જ બુદ્ધિ અનુભવ કરી શકે છે. બ્રહ્મ તે જ હોવું જોઇએ. તેને પરમ આનંદ થયો.

તે પિતા પાસે આવ્યો. પુત્રના મોં પર જે આનંદ સ્ફૂર્યો હતો, તેના શરીરના અણુમાંથી જે આનંદ સતત વહી રહ્યો હતો તે પરથી જ પિતાને ખાત્રી થઈ કે પુત્ર બ્રહ્મનું સ્વરૂપ સમજી શકયો છે. પુત્રને વખાણી પિતાએ કહ્યું : "વારૂ! તું હવે બ્રહ્મને બરાબર સમજી શકયો છે. આ 'પરમાનંદ' તે જ બ્રહ્મ છે. એ જ પરાકાષ્ઠા છે. આ બ્રહ્માંડ એ આનંદમાંથી જ જન્મે છે ને આનંદમાં લય પામે છે. બ્રહ્મનું આનંદસ્વરૂપ સમજનાર કદી ભય પામતો નથી. તું એ સ્વરૂપ જાણી કૃતકૃત્ય થયો છે. તારે હવે વિશેષ જાણવાનું કંઈ જ બાકી રહ્યું નથી. બેટા! તારા જેવો પુત્ર જોઈને મને બહુ આનંદ થાય છે!"

પરમાનંદ પ્રભુનું સ્વરૂપ છે. આનંદ પ્રાપ્ત કરાવે તે જ વિદ્યા. વિદ્યા આત્માથી જ પ્રાપ્ત થાય છે. સતત મનનથી તે મળી શકે છે. ગુરૂ તો માર્ગદર્શક, સહાયક છે. વાચિક, કાયિક અને માનસિક તપ આચરનાર જ સતત મનન કરી શકે છે. મનન કરે તે મુનિ. જીજ્ઞાસા એ મનની સાહજિક વૃત્તિ છે. તેને પોષણ આપી સન્માર્ગે ચઢાવવી તે ગુરૂનું કાર્ય છે. બાલજીજ્ઞાસાને પોષવી, તેને સન્માર્ગે ચઢાવવી, એ જ ખરું અધ્યયન. બાળકો આમ પોતાની મેળે ભણે ત્યારે તેમને ભણતર બોજારૂપ નથી લાગતું. ગુરૂને થોડું જ બોલવું પડે, ને શિષ્યોના સંશય ટળે એ જ ખરું ભણતર.

# આટલું તો કરું.

સુવર્ણ કલશ ગંગાજળથી ભરી, માલતી, મલ્લિકા, બકુલ ને પારિજાતિકના છોડવાઓને જલ સીંચું.

*

છેક ઊંચે ઊંચેથી અદૃશ્ય સુગંધી ફૂલ એકઠાં કરી છાબડી ભરું. માળા તો પછી યે ગુંથાશે કે કોઈ ગુંથનાર મળી આવશે.

*

પંચ પલ્લવનાં તોરણ બનાવી બારણે બારણે બાંધી દઉં.

*

મંદાકિનીની સુવર્ણરજથી દ્વારે દ્વારે સ્વસ્તિક રચું–સાથિયા પૂરું.

*

એક બાજુએ બેઠો બેઠો કેસૂડાં ઘોળી, રંગની પીચકારી ભરી, માર્ગે જતાં આવતાંને રંગું, ને સ્મિતભરી દૃષ્ટિથી તેમને નિહાળું.

*

કસોટીના પ્રસંગો એ પૌરૂષની પરીક્ષા છે. એમાંથી પસાર થવું એનું જ નામ આત્મશ્રદ્ધા કે આત્મવિશ્વાસ. તેથી બધું બની શકે છે. શ્રદ્ધા રાખો કે તમે બધું કરી શકો છો. તમારામાં પ્રભુએ બધી શક્તિ મૂકી છે. એ શક્તિને ખીલવો. પ્રભુ પ્રતિ :વિશ્વાસ રાખો. નિરાશાના સામું ભાળશો મા. તો ફતેહ છે.

૧

# પ્રગતિને માર્ગે

કુંપણો ફૂટે છે, છોડનું વૃક્ષ બને છે, કળીઓ ખીલે છે, પાંખો આવતાં પંખીઓ ઊડે છે, પર્વતમાંથી નદીઓ નીકળી સમુદ્રને મળે છે, ને જલનિધિયે ક્ષણભર જંપતો નથી, તરંગો ઉછાળી ઉછાળી હીલચાલ કર્યા જ કરે છે.

જડ પદાર્થોમાં પણ વિકાસ ક્રિયા થતી જાય છે. અણુઓ યે વિકાસ કરી રહ્યાં છે—આમ બધી સૃષ્ટિ વિકાસ માટે સરજાઈ છે.

—ત્યારે મનુષ્યને વિકાસની અભિલાષા કેમ ન હોય? મનુષ્ય પ્રાણી સૃષ્ટિની બહારનું છે શું? કે સૃષ્ટિના બીજા પદાર્થ કરતાં ઊતરતું છે?—ના, તેમ નથી. સૌ કરતાં તે ઉત્તમ છે, વિકાસ કરીને જ તે મનુષ્યત્વ પામ્યું છે, અને, ખરો વિકાસ તો તેણે હવે કરવાનો છે.

'આર્ય' એટલે જ પ્રગતિશીલ મનુષ્ય. એ શબ્દમાં 'ઋ' ધાતુ પ્રગતિવાચક છે. તમારે જગતની હરોળમાં ઊભા રહેવું

હોય તો બેઠા ખાઉ થયે નહિ પાલવે. પ્રગતિશીલ વિશ્વમાં તમારી મન્દતા કેમ નભશે ? માટે સજ્જ થાઓ.

વસતિ બદલવાનું મન થાય, પહેરવેશ નવો નવો ગમે, ભોજનની વિવિધતા જોઈએ, કાલ કરતાં આજ કંઇક સારું જ ગમે--ઊતરતું ન ગમે; તો પછી એક સરખી મંદ હાલતમાં જીવન વટાવવું કેમ ગમે ? અને ક્ષુદ્રજીવન પણ કેમ રૂચે ?

'अतति स आत्मा' આત્મા પ્રતિક્ષણે પોતાની પ્રગતિ કરતો જાય છે. એ તો એનો ધર્મ છે.

કોઈનેય એકની એક સ્થિતિ નથી ગમતી, આગળ વધવું સૌને પ્રિય છે. ત્યારે તમે કેમ તૈયાર થતા નથી ? શક્તિ નથી ? સાધન નથી ? વખત નથી ?

બધુંયે છે, એ બધું યે મનુષ્યમાં છે. ઊઠવાની જ વાર છે. યાદ રાખો કે પોતાનો ઉદ્ધાર પોતાને હાથે જ થઈ શકે, બીજો કોઈ કાંઈ કરી શકે એમ નથી.

યાદ રાખો કે કેટલાક દુશ્મનો પ્રગતિના વિરોધી છે, તે તમને આગળ વધતાં અટકાવે છે. એ દુશ્મનો પ્રમાદ, કામ, ક્રોધ, નિર્બળતા. એમને વશ કરી લ્યો અને પછી પ્રયાણ આદરો.

સુતેલાનું નસીબ સૂતું, બેઠેલાનું બેઠેલું, ઊઠેલાનું ઊભું ને ચાલનાર [પ્રગતિમાન] નું ચાલતું છે : માટે ચાલવા માંડો પ્રગતિને પંથે.

# ભાવનાજ સ્વરૂપ ઘડે છે.

ભાવનાઓ ઉપર જ બધી વાત આધાર રાખે છે. મનમાં જેવી ભાવનાઓ ઉત્પન્ન થાય છે તેવાં જ કાર્યો થાય છે. એકાદ વખત પણ થયેલી ભાવના હરકોઈ વખતે ફળ આપે છે. સ્વપ્નમાં થતા અનુભવ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે યાદ પણ ન હોય એવી ભાવનાઓ કેવાં સ્વરૂપ ધારણ કરે છે. મન ઉપર કે શરીર ઉપર પણ એ ભાવનાઓની અસર થાય છે. શરીર કે મન ગમે તેટલાં સારાં હોય છતાં કોઈ વખત ભાવના બદલાતાં તે નિર્બળ કે ક્ષીણ થયેલ લાગે છે, અને તે જ પાછાં સદ્ભાવના થતાં સશક્ત અને સુદ્રઢ માલુમ પડે છે. જે ભકતો, જ્ઞાનીઓ, મહાન શોધકો કે મહાન કવિઓ થઈ ગયા છે તે પણ સૌ ભાવનાઓને જ આભારી છે; કારણકે મનમાં અમુક ભાવના ઉત્પન્ન કરી તેને પ્રત્યક્ષ કરવા પ્રયત્ન કરીએ તો તે સફળ થાય છે જ.

સુખ અને દુઃખ એ કંઈ વસ્તુઓ નથી, તે પણ ભાવનાઓ જ છે. આ સંસારમાં શત્રુ કે મિત્ર કાંઈ પ્રથમથી જ નિર્માણ થયેલા હોતા નથી. તે આપણી ભાવનાથી જ બને છે.

ભાવનાની કેટલી બધી અસર થાય છે. તે એક દાખલો લઈને તપાસીએ.

એક ભમરી જ્યારે કીડાને [ઇયળને] પકડી લાવી પોતાના દરમાં મૂકે છે ત્યારે તેનામાં પોતાના તરફની ભાવના પેદા કરવાને તેને વારંવાર ચટકા ભરે છે. તેથી કીડાને એટલો બધો ભય ઉત્પન્ન થાય છે કે ક્ષણે ક્ષણે તે ભમરીને જુએ છે. આમ વારંવાર ભમરીનું ધ્યાન કરતાં તેની ભાવનાઓ ભમરીમય બની જાય છે. તેથી થોડા વખતમાં તે પોતાનું સ્વરૂપ છોડી દઈ ભ્રમરરૂપ બની જાય છે.

બીજો એક દાખલો એક કુટુંબનો લો. એક કુટુંબમાં એક યુવાન પુરૂષ છે. તેને માતા પિતા પુત્ર ભાવથી જુએ છે. ભાઈ કે બહેન ભ્રાતૃભાવથી જુએ છે. તેની પત્ની પોતાના પ્રાણાધાર પતિ તરીકે જુએ છે. છોકરો પિતૃભાવથી જુએ છે. ભત્રિજો પિતૃતુલ્ય ભાવથી જુએ છે. એમ સઘળાં એક જ પુરૂષને ભિન્ન ભિન્ન ભાવે જુએ છે, અને તેની સાથે તેવા જ ભાવને અનુસરતો વ્યવહાર પણ રાખે છે. ભાવનાઓની ભિન્નતાથી જ સંબંધ કે વ્યવહારની પણ ભિન્નતા થાય છે.

શાસ્ત્રમાં વચન છે : **यादृशी भावना यस्य सिद्धिः भवति तादृशी ।** જેવી ભાવના તેવી જ સિદ્ધિ પણ મળે છે. મરણ વખતે પણ જેવી ભાવનાઓ થાય તેવો પુનર્જન્મ થાય છે. એટલા માટે જ શ્રીકૃષ્ણ પ્રભુ અર્જુનને ઉપદેશ આપે છે કે જે મનુષ્ય અન્તકાળે મારૂં સ્મરણ કરતાં પોતાનો દેહ છોડે છે તે મારા સ્વરૂપને પામે છે, આ વાત અક્ષરે અક્ષર સાચી છે, કારણકે ભાવના જ સ્વરૂપ ઘડે છે.

માણસ પોતાની જિંદગીમાં સબળ કે નિર્બળ, ધનવાન કે નિર્ધન, પંડિત કે મૂર્ખ, નિરોગી કે રોગી, ઉદ્યોગી કે દરિદ્ર, પવિત્ર કે પાપી, ઉચ્ચ કે નીચ બનતો હોય તો તે પોતાની ભાવનાઓને જ લીધે. ઉચ્ચ ભાવનાવાળો માણસ કદી હીન દશાને પામતો નથી અને નીચ ભાવનાવાળો કદી ઉચ્ચ સ્થિતિને પામતો નથી.

તેટલા સારૂ પોતાનું કલ્યાણ ઇચ્છતા મનુષ્યોએ કદી પણ હલકી ભાવનાઓ અંતઃકરણમાં ઉત્પન્ન કરવી નહિ.

# કોણ કોણ બ્રહ્મચારી ?

**પરમાત્મા** બ્રહ્મચારી. એનામાં સૌની સંભાળ લેવાની, સૌનું પોષણ કરવાની, ને સૌને નિયમમાં રાખવાની શક્તિ છે. તે શુદ્ધ સ્વતંત્ર ને સર્વશક્તિમાન્ છે. એણે વિશ્વરૂપ યજ્ઞ વિસ્તાર્યો છે. તે અમર છે, ને સર્વથી શ્રેષ્ઠ છે.

**મેઘરાજ બ્રહ્મચારી.** તે તપ માંડે છે. સમુદ્રમાંથી રસ ખેંચીને રસથી ભરપૂર બને છે. ઊંચે આકાશમાં વિહરે છે. લોકોને તપાવે છે ને પછી મુશળધાર વરસી બધે રસ રસ કરી મૂકે છે. તપ્યાંને ટાઢક આપે છે ને ચાતકોની તરસ છીપાવે છે. મોટી ગર્જના કરી દુષ્ટ જીવોને કંપાવે છે, ઝેરી જંતુઓની દાઢ સીવી નાખે છે, ને પૃથ્વીના હૃદયમાં રસના ઝરા વહેવરાવે છે.

**સંવત્સર** [ વરસ ] **બ્રહ્મચારી.** તે સદાય આગળ ધપે છે, ને સૌને આગળ ધપાવે છે. ઋતુએ ઋતુએ સૃષ્ટિમાં નવા પ્રાણ, નવી સ્ફુર્તિ ને નવો ઉત્સાહ લાવે છે. નવાં નવાં ધાન્ય ઉપજાવે છે ને દેશને રસકસથી ભરપૂર કરી આબાદ બનાવી દે છે.

**રાત્રિ-દિવસ બ્રહ્મચારી.** તે વખતસર વર્તે છે. એક ક્ષણ પણ જંપતાં નથી. કડક છે ને શાન્ત પણ છે. સૌને ધંધે વળગાડે છે, ખૂબ મહેનત કરાવે છે, ને પછી સુખ-શાન્તિ આપે છે. રાત-દિવસ એ સંયમી જોડું છે.

**વનસ્પતિ બ્રહ્મચારી.** તે પોતાના પગ પર ઊભી રહે છે. ઊંડેથી રસને ખેંચીને જીવે છે. પૃથ્વી ફોડીને આકાશ સુધી વધે છે. ફળ-ફૂલ આપીને સૌને સંતોષે છે. તેને બદલાની આશા નથી. તે ટાઢ તડકો ને વરસાદ સહન કરે છે. તેને કોઈ મિત્ર કે શત્રુ નથી. તે સૌને સરખો આશ્રય આપે છે. ઘણાં વર્ષ સુધી જીવે છે. એનું એકે એક અંગ લોકના ઉપયોગ અર્થે છે.

**પક્ષીઓ બ્રહ્મચારી.** તે કોઈને ભારરૂપ થઈ પડતાં નથી. પોતાની પાંખે તરે છે. સ્વતંત્ર ને આનંદી જીવન ગાળે છે. વન-ઉપવનને સંગીતથી ગજાવી મૂકે છે. પવન સાથે આકાશમાં ઊડે છે. દૂર દૂર પ્રવાસ કરે છે. તે કુદરતની શોભારૂપ છે.

**પશુઓ બ્રહ્મચારી.** તે સાદો ખોરાક લે છે, છતાં બળવાન અને પુષ્ટ રહે છે. કુદરતી જીવન ગાળે છે. શરદી કે ગરમી તેમને અસર નથી કરતી. તે થોડી સેવા લઈને અનેકગણી સેવા આપે છે અને અનેક રીતે લોકનો ઉપકાર કરે છે.

**સૂર્ય, ચન્દ્ર ને અગ્નિ બ્રહ્મચારી.** તેઓ મહા તેજસ્વી છે. ઊંચે રહીને લોકને પ્રકાશ આપે છે. તેમનું તેજ સૌને જીવાડનારૂં ને પોષનારૂં છે, કોઈને તે બાળી નાખતું નથી. ઘડીભર જંપ્યા વગર તેઓ પોતાનું કામ કર્યે જ જાય છે. તેમને લીધે બધું જ નિયમિત ચાલે છે. જગતનો અન્ધકાર ટાળવાનું કામ તેમણે માથે લીધું છે.

## યુવક

યુવકો સમાજ, જ્ઞાતિ કે દેશનું હૃદય છે. શરીરનું ચેતન-સ્થાન હૃદય છે. ત્યાંથી સર્વ અંગોને ચેતન મળે છે. હૃદયમાંથી ચેતન પામીને જ સર્વ અંગો સુરક્ષિત અને તાજાં બની સ્વવિકાસ સાધે છે. એમ જ્ઞાતિ, સમાજ કે દેશ, યુવકોથી જ સુરક્ષિત અને તાજાં રહી, પોતાની પ્રગતિ કરી શકે છે. યુવકો તરફથી પ્રેરણા ન મળે તો બીજે ક્યાંથી મળવાની ? ત્યારે યુવકોની ફરજ છે કે તેમણે માનવ-જીવનના કરમાતા ક્યારાને ચેતન-ફુવારાથી છાંટી પ્રફુલ્લ બનાવવો.

યુવકોએ અરુણનું કાર્ય કરવાનું છે. સૂર્યનારાયણની સ્વારી પધારે તે પહેલાં તો અરુણ અંધકારના આવરણને ભેદી સુપ્રભાત પ્રકટાવે છે. મનુષ્યોને મોહ-નિદ્રામાંથી જગાડી સ્વસ્થ બનાવે છે. આળસ ઉડાવી દઈ સ્ફુર્તિ પ્રકટાવે છે. શૂન્યતા સજાવી કામ કરવાને નવ-ચેતન સમર્પે છે. અને ખરેખર, ભાસ્કર ભગવાનનું ઉત્તમ સારથ્ય

બજાવે છે. યુવક પણ એક સારથી છે. તે માનવનો પ્રેરક છે. તેણે જીવન-વિકાસનાં જડ આવરણો, મોહ, આલસ, શૂન્યતા, નિષ્ક્રિયતા ને જડતાનો ઉચ્છેદ કરવો જોઈએ. યુવકોની ઉત્સાહી ચળવળ માનવોની મોહનિદ્રા ઉડાવી દે છે. તેમની પ્રેરક વાણીથી મદરૂપી ગજ ભાગી જાય છે, ને આળસ ત્યજાવી સ્ફૂર્તિ ઉપજાવે છે. અજ્ઞાન રૂપી ઘુવડ-અન્ધકાર તો તેમની જાજવલ્યમાન શરીરપ્રભા જોઈ ને જ ઊંડી ગૂફામાં ભરાઈ જાય છે, અને તેમનાં સજીવ કાર્યોથી શૂન્યતા તથા નિષ્ક્રિયતા, સક્રિયતામાં બદલાઈ જાય છે. આમ યુવકો સુપ્રભાતના પ્રકટાવનારા છે.

કેટલાક કહે છે કે 'આ તો યુવકના ઊભરા છે.' સાચી વાત. યુવકો એટલે જ ઊભરા. પણ ઊભરામાં સર્જકતા છે. એનાં કેટલાંક દૃષ્ટાંતો છે. એવી કોઈ દિવ્ય પળે અર્જુનની કાયરતા જોઈ શ્રીકૃષ્ણનું હૃદય ઉભરાયું, ને કર્મ જ્ઞાન તથા ભક્તિયોગ સમજાવતું ગીતારત્ન તેમાંથી ઉદ્ભવ્યું. કોઇ એવી જ દિવ્ય પળે બુદ્ધ ભગવાનને ઊભરો આવ્યો. તેમણે દેશ-ધર્મ-જન-પશુ વિગેરેના કલ્યાણયજ્ઞની વેદીમાં આત્માને હોમ્યો. પરિણામ સૌ જાણે છે. મહારાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી, છત્રસાલ, ગોવિંદસિંહ નાનક, વગેરેના ઊભરાનું બળ ને તેનું શુભ પરિણામ સૌએ જોયું છે. લોકમાન્ય તિલક, ગોખલે ઈત્યાદિ દેશભક્તોના ઊભરા તથા તેમનાં ફલ તો તાજાં છે. એવી એક શુભ પળે મહાત્મા ગાંધીજીને ઊભરો આવ્યો ને તેમણે દેશને સ્વતંત્રતાના પાઠ ભણાવ્યા. શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજ આદિના ઊભરામાંથી અમૂલાં અનેરાં રત્નો પ્રકટયાં. અરે! વિશ્વ પણ ઊભરાનું જ પરિણામ છે! 'एकोऽहं बहु स्याम्' એ ભગવાનનો ઊભરો!

પરંતુ એટલું ખરૂં કે ઊભરો વેરાઇ ન જાય એટલો સંયમ રાખે તો યુવક ધાર્યું કરી શકે. યુવકોનો ઊભરો સન્માર્ગે વળે તો, જેમ સર્વ દેવોના ઊભરામાંથી (તેજમાંથી) પ્રકટેલી જગદંબા – શક્તિએ અનેક અસુરોનો સંહાર કર્યો તેમ યુવકોની ઉછળતી તેજોમય શક્તિનું

સંગઠન થાય, અને તેને યોગ્ય માર્ગે લાવવામાં આવે તો તે ઘણું કામ શકે. संघे शक्तिः कलौ युगे કલિયુગમાં તો સંઘશક્તિનું જ જોર ચાલશે.

યુવકો સેતુરૂપ છે. તેનો એક છેડો ભૂતકાળ ને બીજો છેડો વર્તમાનકાળ. ભૂતકાળની સંસ્કૃતિથી પોષાએલો ને વર્તમાનકાળની સંસ્કૃતિથી અલંકૃત થયેલો યુવક ભવિષ્યમાં ઉજ્જવળ માર્ગ દર્શાવવામાં અવશ્ય સમર્થ નીવડશે.

થાક, કંટાળો ને નિરાશા યુવાનો જાણુતા જ નથી હોતા. ભવિષ્યના ઉજ્જવળ માર્ગનું દર્શન કરતા તેઓ ભગિરથ પરિશ્રમ કરતા, પુરુષાર્થ કરતા આગળ ધપ્યે જાય છે. યુવકોના ઉત્સાહનો વેગ તો તેજના વેગ સમાન હોય છે. યુવક એ તેજની મૂર્તિ છે.

અને આશાના અંકુરો યુવકના હ્રદયમાંથી જ ફુટે, ભાગ્યાં હૈયાં-માંથી નહિ. જે હૈયાં, શોક, નિરાશા, ઈર્ષ્યા, પરિતાપ આદિથી ભીંજાયેલાં હોય તેમાં બીજ પણુ નકામાં જાય. યુવકોનાં હ્રદય તો સદોદિત, પ્રફુલ્લ, એટલે વગર બીજે પણુ ત્યાં અંકૂરો ફૂટવાના.

જ્ઞાતિ, સમાજ કે દેશના સ્તંભરૂપ યુવકો છે. સઘળો ઉન્નતિનો આધાર તેમના પર છે. સ્તંભો નબળા હોય તો ઇમારત પડી ભાગે. માટે યુવકોએ ભાર ઉપાડી લેવા સજ્જ થવું જોઈએ. ને તે પહેલાં યોગ્ય શક્તિ—શારીરીક-બૈદ્ધિક-આધ્યાત્મિક—પ્રાપ્ત કરી લેવી જોઈએ.

# અભ્યાસ એટલે ?

**અભ્યાસ એટલે પરિચય.** કોઇ પણ વસ્તુની છેક પાસે જઈ તેને વિશે સર્વ પ્રકારની માહિતી મેળવી, તેને કદી ન ભૂલીએ એવી ઓળખાણ કરી લેવી તે અભ્યાસ. પરંતુ ગોખણપટ્ટી કરી, બળાત્કારે જ્ઞાનતંતુઓ ઉપર બોજો લાદી પોપટની પેઠે કડકડાટ બોલી જઈને પરીક્ષા પસાર કરી દેવી તે અભ્યાસ નહિ, પણ આભાસ માત્ર જ છે.

**અભ્યાસ એટલે આત્મમંથન.** બાળક જન્મે છે ને તરત જ પોતાની આસપાસ જે જે જુએ છે તેનો પરિચય કરવા મંડી જાય છે. આ તેનો સ્વયં અભ્યાસ છે. આમ ક્રમે ક્રમે તે માબાપ, કુટુંબીજનો, શેરીનાં બાળકો, ગ્રામજનો, ઘરનાં ને ગામનાં પશુ, પંખી, વનસ્પતી વગેરેનો પરિચય કરવા પ્રયત્ન કરતો રહે છે. તેની જુદી જુદી રમતોમાં પણ જણાય છે કે શિલ્પ, કારીગરી, સંગીત, ચિત્રકળા વગેરેનો તેને શોખ છે અને તેને માટે તે મથે છે! કદી તે આકાશના તારા

ગણે છે કે સૂર્ય-ચંદ્ર સામે આતુરતાથી ને ઝીણવટથી જોઈ રહે છે. અ
તેનો સ્વયં અભ્યાસ છે. એવે વખતે તેને ગુરૂની યોગ્ય સૂચનાની
જરૂર રહે છે. મતલબ કે વિદ્યાર્થીઓની જાત મહેનત ને ગુરૂન
માર્ગદર્શક સૂચના એ બન્ને અભ્યાસનાં મુખ્ય સાધનો છે.

**અભ્યાસ એટલે ઇંદ્રિયદોહન.** ઈન્દ્રિયો એ આત્માની ગાયે
છે. તેમને નિયમિત આહારવિહારથી પોષણ આપો, કુછંદથી જાળવો
ને વ્યાયામથી બઢાવો, એટલે તેમની શક્તિઓ પૂરેપૂરી ખીલશે
તેઓ તમને મનધાર્યું કામ આપશે. ઈન્દ્રિયોની શક્તિઓનો પૂ
વિકાસ એ જ ઇન્દ્રશક્તિ. તે આવી ગઇ તો સ્વર્ગ આઘું નથી.
જો ઈન્દ્રિયો નબળી રહી તો માનો કે એ જ નરક-દુઃખ છે
**शरीरमाद्यं खलु सर्वसाधनम्** માટે શરીર ને ઇન્દ્રિયોના વિકાસ તરફ પૂ
ધ્યાન આપવું જોઈએ. અન્તરથી ઉપજેલું જ્ઞાન સમુદ્ર કે પાતાળ
કુવામાંથી ઉછળતા જળપ્રવાહ જેવું છે ! જ્યારે બહારથી મેળવે
જ્ઞાન ટાંકાંના પાણી જેવું છે. તે વધારે ટકે નહિ ને શુદ્ધ પણ રહે નહિ

**ભણવું એટલે હૃદયને ખેડવું.** અણખેડ્યાં ખેતરમાં ખે
કરવાથી બીજ પણ નકામું જવા સંભવ છે, એમ હૃદયમાં જ્યાં સુધ
અહંકાર, ક્રોધ ને દુષ્ટ ઇચ્છાનાં મૂળ છે ત્યાં સુધી તેમાં વિદ્યા-બીજન
અંકુર ફુટશે નહિ. પૃથ્વીના પેટામાં જળ છે પણ તે કુવો ખો
વાથી જ મળે છે, તેમ દુષ્ટ આવરણોને તોડી નાંખો તો જ અંતરમાંથ
જ્ઞાનનો ઝરો ફૂટશે, જે કદી નહિ સુકાય.

**વિદ્યા એટલે માધુકરી:** ભમરો જેમ અનેક પુષ્પોમાં પ્રવે
કરી મધ એકઠું કરે છે, તેમ વિદ્યાર્થીએ વિવિધ વિષયોનાં સાર
સારાં પુસ્તકોનું વાચન વધારવું ને તેમાંથી સાર રૂપે પોતાની નોંધ
પોથીમાં ટિપ્પણ કરી લેવું. આમ કરવાથી થોડા વખતમાં સારું જ્ઞા
પ્રાપ્ત થાય છે ને તે જ્ઞાન એકદેશીય નહિ પણ સર્વદેશીય હોય છે. વિદ્યા
ર્થીનું સરસ્વતીમંદિર તે પુસ્તકાલય છે.

**પઠન એટલે ચૂષણ :** વાછરડા ગાયનું દૂધ ચૂસે છે તેમ વિદ્યાર્થીએ વાતાવરણમાંથી જ્ઞાન ચૂસી લેવું જોઇએ. પોતાની આસપાસ ને દૂર દૂરના દેશોમાં શું થઈ રહ્યું છે તેનો બારીકીથી અભ્યાસ કરવો જોઇએ. એને માટે સામયિક પત્રોનું વાચન બહુ ઉપયોગી થઈ પડે.

**અભ્યાસ કરવો એટલે દૃષ્ટિ પ્રાપ્ત કરવી :** બધું જ અધ્યયન શાળામાં કે પુસ્તકોમાં સમાપ્ત થતું નથી. વિશ્વ એ એક મોટું વિશ્વવિદ્યાલય છે. તેમાં અનેક વિદ્યાવિભાગો છે. તેનું બારીકીથી અવલોકન કરનાર ઘણું જ્ઞાન મેળવી શકે છે. વૃક્ષ પરથી પૃથ્વી પર નીચે પડતા ફળને અવલોકનાર ન્યૂટને ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત શોધી કાઢ્યો. ભાસ્કરાચાર્ય જેવા ખગોળશાસ્ત્રીએ આકાશનું સૂક્ષ્મ અવલોકન કરીને જ ખગોળશાસ્ત્રના સિદ્ધાન્તો નક્કી કર્યા. જેટલા શોધકો કે કળાકારો થયા તે સૂક્ષ્મ દૃષ્ટિને લીધે જ. બારીકીથી અવલોકન કરવાની ટેવ ને શક્તિ એ બુદ્ધિની પાંખ છે, તેની મદદથી જ બુદ્ધિ ઊંચે ઊડે છે.

**અભ્યાસ એટલે પરિશીલન :** કાનથી આપણે ઘણુંક સાંભળીએ છીએ, પણ તે બધું યાદ નથી રહેતું. કારણકે તે મનને પહોંચ્યું હોતું નથી. સાંભળેલી વસ્તુ પર વિચાર થાય ને તેનું સતત ચિન્તન રહે તો જ અભ્યાસ થઇ શકે, ને તેમાંથી નવું નવું જાણવાનું મળે. શ્રવણ, મનન, ને નિદિધ્યાસન એ અભ્યાસની રીત છે.

**ભણવું એટલે પાત્ર બનવું :** ઘણાક કમાવા માટે ભણે છે, નોકરી મળે તેટલા સારુ ગોખણપટ્ટી કરીને પરીક્ષાઓ પસાર કરે છે. આ તો એક આત્મઘાત છે. આ રીતથી તો વિદ્યાર્થીને લાભને બદલે નુકસાન થાય છે. ખરી વાત તો એ છે કે લાયકાત મેળવવા, સાચા મનુષ્ય બનવા માટે જ અભ્યાસ કરવો જોઇએ. વિનય, વિવેક, નમ્રતા, દૃઢતા, શાન્તિ, ઉત્સાહ, આનંદ વગેરે જે દૈવી ગુણો છે તે કેળવવા માટે જ અભ્યાસ છે. सा विद्या या विमुक्तये। સુખ, દુઃખ

આદિ દ્વન્દ્વમાંથી છૂટવા માટેજ વિદ્યાભ્યાસ છે. **સ્વતંત્રતાની પ્રાપ્તિ માટે વિદ્યાભ્યાસ** છે. આળસ, અજ્ઞાન, વહેમ, ભય અને **પરતંત્રતાની બેડીઓ તોડવા સારુ અભ્યાસ** છે. મૃત્યુ ને શોકનો સમુદ્ર તરવા માટે વિદ્યાભ્યાસ સેતુરૂપ છે.

**ભણવું એટલે કર્તવ્યનિષ્ઠ બનવું :** હું કોણ છું, મારી શી ફરજ છે, માબાપ, કુટુંબીઓ, ગુરૂ, દેશ ને દેશજનો પ્રતિ મારું શું કર્તવ્ય છે, શું કરવાથી એ સર્વનું ઋણ વાળી શકાય, વગેરે બાબતોનો વિચાર કરી, સ્વકર્તવ્ય સમજી, તે આચરવા માટે કોઇ પણ ભોગે સજ્જ થવું તે જ અભ્યાસનો ખરો હેતુ છે. સાચો અભ્યાસ તેનો કે જે પોતાની ફરજ સમજે છે ને તેને અદા કરતાં જરાએ અચકાતો નથી. બને તેટલાં શુભ કર્મો કરી સરજનહાર પરમાત્માને સંતુષ્ટ કરવો એ સૌથી પરમ કર્તવ્ય છે. સાચો અભ્યાસી તે કદી ન ચૂકે. આમ સાચો અભ્યાસી મૃત્યુમાંથી અમૃત તારવી શકે છે. તે સત્ય વસ્તુને પીછાનીને પકડી લે છે ને અસત્યનો ત્યાગ કરે છે. કાર્યકુશળતા ને વ્યવહારકુશળતા એ જ ખરો અભ્યાસ. **અભ્યાસ એટલે જાગૃતિ અથવા અપ્રમાદ.**

**અભ્યાસ એટલે મન, વાણી ને ક્રિયાની એકતા :** અભ્યાસથી મન દૃઢ ને શુભ સંકલ્પવાળું થવું જોઈએ. વાણીમાં સત્ય આવવું જોઈએ ને કર્મમાંથી આડંબર દૂર થવો જોઈએ. એનું નામ પ્રકૃતિનો વિજય. **સ્વભાવ ઉપર કાબુ મેળવવો તે જ સાચો અભ્યાસ.**

**संकल्पाचारवचसां त्रयाणामेकरूपता**
**शुभा चैव समर्था च सफलं पठनं तदा ।**

# સંગીત કેવી રીતે ઊપજ્યું ?

પ્રભુએ મનુષ્ય સરજ્યો. ઉત્પન્ન થતાં જ તેણે ઊંચે નજર નાખી. તેણે શું જોયું ? ઊંડું આકાશ, અસંખ્ય ચમકતા તારા, નિયમિત ઊગીને આથમતા સૂર્ય, ચંદ્ર ને ગ્રહો, કિલકિલાટ કરી પવન સાથે આકાશમાં ઊડતાં પક્ષીઓ; આ બધું જોતાં જ તેના હર્ષનો ને વિસ્મયનો પાર ન રહ્યો. એકદમ તે બોલી ઊઠ્યો : '**અહાહાહા, અહાહાહા !**'

પછી એણે આસપાસ દૃષ્ટિ નાખી અને મોસમે મોસમે ફળતાં જુદાં જુદાં ઝાડ–પાન, ફળ–ફૂલ વગેરે જોયાં, ઊંચાં માથાંવાળા પર્વતો જોયા, ધમપછાડા કરતો મહાસાગર જોયો, કલ કલ કરી વહી જતાં નદીનાળાં જોયાં. ને વળી તેનાથી બોલી જવાયું : '**અહાહાહા, અહાહાહા !**'

હવે એણે પોતાના શરીર સામે જોયું. બધી રચના તપાસી. ત્યારે તો તેના હર્ષનો પાર જ ન રહ્યો, ને તે બોલી ઉઠ્યો: '**અહાહાહા, અહાહાહા !**'

હવે વારાફરતી આવતી ઋતુઓનો તેને અનુભવ થયો. હેમન્તની ગુલાબી ઠંડી; શિશિરના ટાઢા વાયરા ને પાનનું ખરી પડવું; વસંતની નવી સૃષ્ટિ, રમ્ય પ્રભાત, આંબાના મોર, કોયલના ટહુકા, પોપટના નાક જેવાં કેસૂડાં, ને જાઈ, જુઈ, ચંપો વગેરે સુવાસથી મઘમઘતાં ફૂલ; ગ્રીષ્મનો સખત તાપ, નારંગી રંગી સાંઝ, મોગરાનાં ફૂલોનો ફોરતો સુવાસ, ને સુંદર સાંજ ; વર્ષામાં વરસતાં વાદળ, કડાકા, વીજોના ચમકાર, નાચ સાથે મોરના કેકારવ, અને ઉભરાતાં નદી

નાળાં; શરદમાં નિર્મળ આકાશ, મનોહર ચાંદની, સુન્દર કમળો, ને નદીકાંઠે ફરતા સોનેરી હંસો; આ બધું અનુભવતાં તો તે નાચવાને કુદવા લાગ્યો. તેના હૃદયમાંથી આનંદ ઉભરાઈને બહાર નીકળી પડયો :

"અહાહાહા અહાહાહા, અહાહાહા અહાહાહા !
અહાહાહા અહાહાહા, અહાહાહા અહાહાહા !

પણ આ તો તેણે તેના સુખનો જ અનુભવ ગાયો. પછી વખત જતાં તેને દુઃખનો પણ અનુભવ થયો.

વગર કારણે નિર્દોષ પ્રાણીઓને કનડતાં હિંસક પ્રાણી તેણે જોયાં. કામ, ક્રોધ, લોભ ને મોહથી આંધળાં બનેલાં દુષ્ટ પ્રાણીઓનો તેને અનુભવ થયો. અનેક પ્રકારનાં દર્દો અને મૃત્યુના ભયનું તેને ભાન થયું. આથી તેનામાં દયા, અણગમો, શોક ને દુઃખ પેદા થયાં. તે કમકમી ઊઠયો ને બોલ્યો :' અહા અહા !'

તે વિચારમાં પડ્યો. તેને લાગ્યું કે જગતમાં સુખ અને દુઃખ બન્ને છે. તેણે વિશેષ વિચાર કર્યો અને સત્ય શોધી કાઢયું : સુખ દુઃખ એકમેકનાં વિરોધી નથી. દુઃખમાંથી જ સુખ ઘડાય છે, ને નવીન બને છે. શિશિરમાંથી વસંત જન્મે છે, વર્ષામાંથી જ શરદની અનુપમ સુન્દરતા પ્રગટે છે. મૃત્યુ નવો જન્મ આપે છે. સારાંશ કે દુઃખમાં લય પામીને સુખ નવીન બને છે. જ્ઞાનીને મન તપ ને અજ્ઞાનીને મન દુઃખ છે. આવું જ્ઞાન થતાં તેનો અન્તરનો પડદો ઉઘાડી ગયો. તેને જણાયું કે વિશ્વની આ બધી વ્યવસ્થા કરનાર કોઈ અલૌકિક પરમ શક્તિ છે. તેનામાં ભક્તિભાવ પેદા થયો ને તે નમ્રતાથી બોલી ઊઠ્યો : ' અહા અહા ! ' પછી આ સુખ દુઃખનો અનુભવ તેણે સામટો ગાયો :

અહાહાહા અહાહાહા, અહાહાહા અહાહાહા !
અહાહાહા અહાહાહા, અહાહાહા અહાહાહા !

પહેલો છંદ તે 'ગઝલનો રાહ' છે. બીજો 'અનુષ્ટુપ 'છંદ છે. આ બે રાગ શરૂઆતના ને અતિ પુરાણા છે.

# વિદ્યા એટલે સેવા

વિદ્યા એટલે સેવા. એ સૂત્ર એક વ્યાખ્યાતાના મુખથી સાંભળેલું. એના પુરાવામાં તેમણે જે શ્લોક કહેલો તેનો અર્થ આ છે: "જેમ ખોદતાં ખોદતાં પાણી નીકળે, એમ ગુરુસેવાથી વિદ્યા મળે છે." આનો ગંભીર અર્થ તે વખતે હું કળી શકયો નહતો.

ગીતામાં પાછો એ વિષય મારી સમક્ષ ઉપસ્થિત થયો. શ્રી કૃષ્ણ પ્રભુ જ્ઞાનની પ્રશંસા કરતાં અર્જુન આગળ કહે છે: "હે અર્જુન! આ લોકમાં જ્ઞાનવિદ્યા જેવું બીજું કોઈ પવિત્ર સાધન નથી. એવું જ્ઞાન વખત જતાં યોગી પોતાની મેળે જ આત્માને વિષે પ્રાપ્ત કરે છે." આગળ ચાલતાં વળી તે મેળવવાનો ઉપાય બતાવે છે: "અર્જુન, તેવું જ્ઞાન તું પ્રણિપાતથી, પરિપ્રશ્નથી અને સેવાથી મેળવી લે. તત્ત્વવેત્તા જ્ઞાની મહાત્માઓ તને એવું જ્ઞાન આપશે." અહીં સ્પષ્ટ થઈ જાય છે કે વિદ્યાનું સાધન માત્ર સેવા જ છે.

આટલું જાણ્યા પછી "વિદ્યા એટલે સેવા" એ સૂત્ર જરા વધારે સ્પષ્ટ થાય છે. એ વાત તો ચોક્કસ છે કે કોઇ પણ વસ્તુનું સેવન કર્યા વગર તેના ગુણ-દોષ સમજી શકાય નહિ, તેનું જ્ઞાન થાય નહિ. એટલી જ સાબિતી "વિદ્યાનું મૂળ સેવા છે" એ સિદ્ધ કરવા માટે પૂરતી છે. સેવાથી ધીરજ, ખંત વગેરે દૈવી ગુણો કેળવાય છે, હૃદય ખેડાય છે; ને તેમાંથી વિદ્યાનો અંકુર આપોઆપ ફૂટે છે. માટે ખરો સેવક જ સાચો વિદ્યાર્થી નીવડે છે.

ગુરુસેવાથી જ, ગુરુનો થઈને જ બ્રહ્મચારી વિદ્યા પામે છે. આ એક જ માર્ગ અનુપમ અને સુકર છે.

એવી રીતે મળેલા જ્ઞાનને વ્યવહારમાં મૂકી, તેનું સેવન કરી,

આચરીને જ તે વધારી શકાય છે, પરિપુષ્ટ કરી શકાય છે. આવો માણસ કાર્યદક્ષ, વ્યવહારકુશળ બને છે. આમ સેવનથી વિદ્યા પોષાય છે.

કાર્યદક્ષ પોતાની કુશળતાનો ઉપયોગ દેશસેવામાં કરી, પોતાના અનુભવથી, સ્વ–પરનું હિત સાધે છે ને જગતની પ્રગતિમાં મદદગાર બને છે.

છેવટે કૃતકૃત્ય થએલો આત્મા નિવૃત્તિ પામી આત્મસેવા કરે છે. ત્યાં વિદ્યાની પરિપૂર્ણતા થાય છે. પરિપૂર્ણતાને પામેલો આત્મા પ્રભુનો કે પ્રભુમય બને છે. ભારતનું એ લક્ષ્યબિંદુ છે.

આમ સેવાથી ફૂટેલું જ્ઞાનઝરણું સેવાથી નદરૂપ બની, સેવામાં પરિપૂર્ણતા પામે છે. અનંત આદિકારણ, મૂળ સેવા જ છે એમ નક્કી થાય છે.

ઉપનિષદોનો અભ્યાસ કરતાં પણ એમ જ જણાય છે. “ વિદ્યા એટલે સેવા ” એ સૂત્ર ઉપનિષદની ઘણી ખરી વાર્તાઓમાં સારભૂત છે.

આ બધી વાતોનો સાર એ જ નીકળે કે વિદ્યાની ઉત્પત્તિ, પોષણ અને સમાપ્તિ—પરિપૂર્ણતા, સેવાથી અને સેવામાં જ છે—જેમ જલતત્ત્વની ઉત્પત્તિ, પોષણવૃદ્ધિ અને સમાપ્તિનું કારણ અગ્નિતત્ત્વ છે તેમ. આ વાત સમજવા ઊંડા વિચારની જરૂર છે.

આ સેવા તે વેઠ કે નોકરી નહિ! અહીં સેવાનો અર્થ પારશીલન જેવો છે. સેવા શબ્દ જ ભાવાત્મક છે. સેવામાં સદ્‌ભાવ, આન્તરપ્રેમ અને મમતા છે; નોકરીમાં તેમ નથી. માટે જ નોકર, પૂજક કે ઉપાસક કરતાં સેવકની ઉચ્ચ કોટી છે. અને સેવાના ઉચ્ચ ભાવમાં જ “ ગુરૂસેવા, પિતૃસેવા, પ્રભુસેવા, દેશસેવા ” વગેરે શબ્દો પ્રચલિત છે. અહીં ‘સેવા’ને બદલે નોકરી [ દાસ્ય કે કૈંકર્ય ] કે પૂજા શબ્દ સમજણપૂર્વક જ યોજાએલા નથી.

સેવક નથી તે વિદ્યાર્થી નથી. સેવા વિના વિદ્યા નથી, હોય તો તે અવિદ્યા છે. એવી વિદ્યાથી કંઈ જ કલ્યાણ નથી. સાચો વિદ્યાર્થી, સાચો સેવક કોઈ પણ કામ કરીને પ્રભુ–સેવા જ કરે છે.

# મજૂર યુગ

શૂર, વિદ્વાન, ને જાતમહેનતુ એ ત્રણુને માટે પૃથ્વી સોનાનાં ફૂલથી ભરેલી છે.

‘ માણુસે પોતે જ પોતાને માટે શ્રમ કરવો જોઇએ: ’ એ મજૂરયુગનું જીવનસૂત્ર. જેઓ પોતાને માટે શ્રમ કરે છે તે બધા મજૂર છે: એ મજૂર કે મજૂરીથી કોઈએ ત્રાસી જવાની કે સુગાવાની જરૂર નથી.

જગતભરમાં આજે મજૂરયુગ પ્રવર્તે છે. જગતમાં આગળ પડતો વર્ગ પણ અત્યારે મજૂરવર્ગ છે. એ વર્ગે આજે સ્વતંત્રતાનો શંખનાદ કરી જાહેર કરી દીધું છે કે અમે અમારી જાતમહેનત પર જીવીએ છીએ, નથી રાજા મહારાજાની રે'મ પર જીવતા, કે નથી શેઠીઆઓની ગાદીના પ્રતાપે રળી ખાતા. અમને જીવાડનારી અમારી શક્તિ છે. અમને અમારા પગનો ટેકો છે.

મજૂરવર્ગ અત્યારે જાગી ગયો છે, તેને તેની શક્તિનું ભાન થઈ ચૂક્યું છે. આજે તેણે પરતંત્રતાની ઝૂંસરી ફગાવી દીધી છે, ને બંધનોને ઢીલાં કરી નાખ્યાં છે. એ વર્ગ ઢોલ પીટીને જાહેર કરે છે: અમે જ અમારા માલિક ને અન્નદાતા છીએ.

રશિયા, ઇંગ્લેંડ, જર્મની, આયર્લેન્ડ, અમેરિકા, કેનેડા, ચીન, જપાન ઇત્યાદિ સઘળા સુધરેલા દેશોમાં મજૂરવર્ગનું અત્યારે પ્રાધાન્ય છે. એ વર્ગે આજે જબ્બર ક્રાન્તિ શરૂ કરી દીધી છે. એનો અંત સુંદર જ આવવો જોઇએ.

અમે તો મજૂરયુગનો અર્થ કૃતયુગ [સત્યયુગ] જેવો કરીએ છીએ. આત્મબળે જીવવું ને સ્વાર્થત્યાગ એ કૃતયુગનાં લક્ષણો. પ્રજા-

ધન પર શોખ મારનારા, બીજાની મહેનત પર જીવનારા, બાપદાદાની કમાઈ જીવ પેરે જાળવી વ્યાજવટાવ પર જીવનારા કે મહેનતુ જનોને ચૂસી ખાનારા એવા રાજાઓથી માંડીને શેઠીઆઓ સુધીના દુન્યવી સુખોમાં જકડાએલા માણસોથી સ્વાર્થત્યાગ નહિ થાય. જ્યારે સ્વાશ્રયથી જીવનારો ગમે ત્યારે ગમે તે ભોગે સ્વાર્થ ત્યજી તૈયાર થઈ જશે. કારણકે તેને આવતી કાલની ચિંતા નથી, ને જાત ઉપર વિશ્વાસ છે. સિંહાસનો, ગાદીઓ ને ખુરશીઓને શોભાવનારાઓમાં પરસ્પર જે અવિશ્વાસ, ઈર્ષ્યા ને કુસંપ હોય છે તે મજૂરવર્ગમાં બહુધા નથી હોતો.

મજૂર નિશ્ચિંત છે. તેને ક્યાં અધિકાર કે મોભો જાળવવા સતત ચિંતા કરવી પડે છે? એક જ વારના પુરુષાર્થ ઉપર તેને ક્યારે વંશ-પરંપરાના સુખની ઈમારત ચણવી છે? તેને તો સતત પુરુષાર્થી રહેવું છે ને સુખ મેળવવું છે. મજૂર સાદો છે, સદાને માટે ખરા પરસેવાની કમાઈ પર તે જીવે છે. સાદાઈ, સરલતા ને જાતમહેનત એ જ ખરું તપ.

એક વાક્યમાં ઠીક કહ્યું છે: 'શ્રમજીવીના ધૂળથી ખરડાએલા શરીરરૂપી મંદિરમાં સદા ત્રૈલોક્યનાથ બિરાજે છે.' જાતમહેનતુ જેટલો પ્રભુની પાસે છે, જેટલો જીવનનો આનંદ તે લૂંટી શકે છે તેનો સહસ્ત્રાંશ પણ બીજાની મહેનત પર જીવનારા મોટાઓ મેળવી શકતા હશે? ભલે તે પોતાનાં સાધન-સામગ્રીના બળે સાધનસંપન્ન ને સુખી જણાતા હોય, તેમનું આંતરજીવન તેટલું સુખી નથી હોતું.

નિર્ભય તો એક જાતમહેનતુ જ છે. તેને નથી બેન્કો તૂટવાનો ભય, નથી રાજક્રાન્તિ કે સમાજક્રાન્તિનો ભય, નથી એને ચોર લૂંટારાનો ભય કે નથી કુટુંબીઓનો ભય. જાતમહેનત રૂપ કલ્પલતા તેને સદા ફળ આપે છે. એ બધા ભય તેમને છે જેઓ ભૂતકાળની કમાઈ પર જીવે છે, ને જાતમહેનતથી કંટાળે છે કે સુગાય છે. તેવાઓને ભય, ચિંતા ને ભૂખમરો પીડે છે.

મજૂર અનાસક્ત છે. મજૂર સ્વેચ્છાથી ગરીબાઈ સ્વીકારે છે. તેણે ભોગ વિલાસ જોયા નથી ને તેની તેને સ્પૃહા પણ નથી. તે સંયમ સાથે શાન્તિ ભોગવે છે. તે પાપી નથી, પાપને જાણતો પણ નથી. મજૂરવર્ગને હલકો યા પાપયુક્ત બનાવનાર તો મોટા ગણાતા લોક છે. મહેનત કરતાં નીકળતા પરસેવાની સાથે મજૂરનાં પાપ નીકળી જાય છે.

મજૂરયુગમાં સૌ રાજા ને સૌ પ્રજા. કોઈ નાનો નહિ ને કોઈ મોટો નહિ. પણ આથી એમ સમજવાનું નથી કે મજૂરયુગ એટલે અરાજકતાનો યુગ કે સ્વચ્છંદી જમાનો. ખરો મજૂરયુગ તે જ કે જ્યાં સૌ પોતપોતાની જવાબદારી સમજે, જ્યાં નિયમન કડક હોય, સૌ પોતે જ પોતાના નિયામક બને, ગુણના ને લાયકાતના તો સૌ પૂજક હોય, સત્ય જ્યાં શિરોધાર્ય હોય. સૌ જરૂર પડતાં યથાશક્તિ ભોગ આપે. સૌ પોતપોતાના અધિકાર બરાબર આદરે—ભલે રાજા હોય કે રંક, ગુરુ હોય કે શિષ્ય.

સૃષ્ટિના આરંભમાં મનુષ્યના જીવનની પૂર્ણ સ્વતંત્રતા હતી. ભૂમિરૂપ કામદુધાને સૌ પરિશ્રમ કરી દોહતા ને સુખે સ્વતંત્ર જીવન ગાળતા, ખાવા–પીવા–પહેરવાનાં સાધનો પોતે જ નીપજાવતા. કોઇ કોઈ ઠેકાણે ખૂંટો મારી બેસતું નહિ. પરસ્પર સાધનોનો વિનિમય કરતા ને એક બીજાના સહયોગથી સુખી થતા. ત્યારે હુંપદ નહોતું, ન હતો કીર્તિલોભ કે સત્તા લોભ અને એક સ્વતંત્ર બીજાને પરતંત્ર કરવા કેમ ચહાય? બુદ્ધિ, બળ ને સાધનમાં કુદરતી રીતે સૌ સરખા રહી શકતા નથી. સરખાપણું તો માનવતામાં જ રહેલું છે. માટે જ સૌએ પરસ્પર ભ્રાતૃભાવથી રહેવું ને વર્તવું જોઈએ. આ જ મજૂરયુગનું રહસ્ય. આને કૃતયુગ કેમ ન કહેવો?

આત્મશ્રદ્ધા એ જ ઈશ્વર પર શ્રદ્ધા. મજૂરમાં તે સહજ હોય છે. 'કાલ મારું શું થશે?' એવો પ્રશ્ન મોટાઓને થાય છે કે મજૂરોને?

મજૂરોને તો દરરોજ રોજી મેળવવી, તેમાંથી સાદું ભોજન જમવું, બનતો પરમાર્થ કરવો, પોતે આનંદ લેવો ને કુટુંબને આનંદ આપવો, પરસ્પર સુખ દુઃખની વાત કરી હૃદય હલકું કરવું. બે ઘડી પ્રભુનું સ્મરણ કરવું ને નિરાંતે ઊંઘવું. પરંતુ જેઓ જાતમહેનતુ નથી તેમનો કાર્યક્રમ, વાચક, તું જ તપાસજે.

મજૂર જેવો બીજો કોઈ સરળ નથી. ટાંપું કરે છતાં કોઇને આભારી ન રાખે. જ્યારે મોટાઓ તેની પાસે વધારે મહેનત કરાવી, ઓછું આપી, ઊલટું તેને સદાનો ગરજુ રાખવા પ્રયત્ન કરે છે. પણ મજૂરનું હૃદય વિશાળ છે. તેને પીડો, કનડો, છતાં તે અંતરથી ભૂંડું નહિ ઈચ્છે. મજૂર એવો સરળ છે કે જો તેનાં કાર્યની કદર થાય, તેનું સ્વમાન જળવાય તો તેના હૃદયમાં કદી મોટેરાઓ પ્રત્યે ઈર્ષ્યા નહિ જન્મ પામે. અત્યારે દેશમાં શ્રીમંતો ને મજૂરવર્ગ વચ્ચે જે વૈમનસ્ય ઉત્પન્ન થયું છે, તેમાં ઉપર કહેલાં તત્ત્વનો નિરાદર એ જ કારણ છે, બાકી મજૂરવર્ગ પદદલિત ન થાય એમાં જ સર્વનું શ્રેય સમાએલું છે એ ન ભૂલવું. કારણ સૃષ્ટિનો વિકાસ જ અંગમહેનત પર છે. ને એ દૃષ્ટિએ તો પ્રભુનાં જગતબાગનો ખરો માળી મજૂર જ ગણાય. જાતમહેનત પર જીવનારા બધા આ વર્ગમાં આવે— પછી પંડિત કે અભણ.

મજૂરવર્ગની ક્રાન્તિ ઉચ્છેદક નથી. તેનાથી કોઈએ ડરવાનું નથી. મજૂર સૌનો મિત્ર છે. સર્વદા તે સૌનું ભલું ચહાય છે. પણ તેથી મોટાઓએ મીઠા ઝાડનું મૂળ કાઢવાની ઈચ્છા ન રાખવી જોઈએ. ચૂસી ચૂસીને કસ કાઢવાની મોટાઓની દાનત ન હોય તો મજૂરહૃદય વિકારવશ કદી ન થાય.

ખરો મજૂરવર્ગ ઉત્પન્ન થાય તો સમતાનું ઈશ્વરી રાજ્ય જામે. એ વર્ગ સ્વતંત્ર થવા ઈચ્છે છે ને સૌને સ્વતંત્ર કરવા ચહાય છે. માટે પરિણામ શુભ છે. સ્વાશ્રય વિના સ્વતંત્રતા જ નથી, આવે તો

પણુ ટકી શકતી નથી. ત્યારે મજૂરવર્ગ આજે જગતને સ્વાશ્રયિતાના ને સ્વતંત્રતાના પાઠ ભણાવી રહ્યો છે.

મજૂરી હલકી કેમ ગણાઈ? મજૂર શબ્દ હલકો કેમ થયો? કારણુ આટલું જ છે. તેણે સાચી મહેનત કરવાને બદલે કામની 'વેઠ' કાઢવા માંડી. વ્યસનની વાડમાં તે વર્ગ ગોંધાઈ ગયો. કોઈ ઉત્તમ માણુસ તે વર્ગને દોરનાર ન રહ્યો. વહેમ ને અજ્ઞાનના પાશમાં તે જકડાયો, સંગઠન ન કરી શકયો. તેથી જ મજૂરી ને મજૂર એ બન્ને શબ્દોની લાયકાત ઘટી. જો સારા માણુસો જાતમહેનતુ રહ્યા હોત તો મજૂરવર્ગ આટલી અધમ દશાએ ન પહોંચત. માટે મજૂરવર્ગે પણુ પોતાની બૂરી આદતો, અજ્ઞાન ને વહેમ તત્કાળ કાઢી નાંખવા જોઈએ. તો તેનો ઉદ્યમ, તેની જાતમજૂરી પૂર્ણુ રીતે દીપી ઊઠશે. એવો મજૂરવર્ગ જ જગતમાં સુખશાન્તિનું સ્વરાજ્ય સ્થાપી શકશે. ભૂતકાળમાં મોટામોટા પુરુષોએ મજૂરી સ્વીકારી છે, ને મજૂરવર્ગને સહાય કીધી છે. મહાત્મા ગાંધીજી અને બીજા નેતાઓ પણુ અત્યારે મજૂરપક્ષનું પીઠબળ ઇચ્છે છે. સાચા મજૂરવર્ગની ભાવના આ રહીઃ

सर्वेऽत्र सुखिनः सन्तु
सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु
मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

## શ્રીકૃષ્ણનું દિવ્યસ્વરૂપ

દેવકી સદ્‌વિદ્યા છે ને વસુદેવ તે સાત્વિક અન્તઃકરણ: આત્મ-જ્ઞાનથી પ્રકાશમાન શુદ્ધ અન્તઃકરણથી શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય થાય છે. નંદ પરમ-આનંદ સ્વરૂપ છે ને યશોદા મુક્તિ છે. અનહદ આનંદ ને સ્વતંત્રતામાં શ્રીકૃષ્ણ ખેલે છે.

રોહિણી માતા દયાનું સ્વરૂપ છે. તેમનાથી બલભદ્ર પ્રકટે છે. રોહિણી એટલે (જગતને) ઉછેરનાર—અહિંસા અથવા દયા. અહિંસા-વ્રતથી બલ પેદા થાય છે અને તે જગતને કલ્યાણકારક (ભદ્ર) નીવડે છે.

જગતનું કલ્યાણ સાધનારું બલ બલભદ્ર. તે બલ પરમપ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણને સદા મદદગાર છે. વિશ્વપ્રેમ સાધવામાં આડે આવનારાઓને તે ઉખેડી પણ નાખે છે, તેથી સ્વાર્થી ને દુષ્ટ આત્માઓને તે ભયંકર લાગે છે. એવા ભદ્ર બલથી આસુર આત્માઓ ફફડે છે.

ગોપીઓ અને ગાયો તે વેદની ઋચાઓ—વિજ્ઞાનનાં સૂકતો છે. સદાય તે પરમ પ્રેમ શ્રીકૃષ્ણને વીંટાઇને રહે છે, તેમનું જ ગાન કરે છે. એ સૂકતોને ગાનારા આદિ કવિ બ્રહ્મા છે. બ્રહ્મ શ્રીકૃષ્ણની યષ્ટિ ( લાકડી ) રૂપે છે. રુદ્ર તે નિર્મળ પ્રેમ પ્રકટાવનાર **વાંસળી** છે. તે દ્વારા **શ્રીકૃષ્ણ બ્રહ્માંડમાં** પ્રેમનું સંગીત ગુંજે છે. ઇન્દ્ર રણશીંગું છે. તેના સૂરથી દ્વેષી ને સ્વાર્થી જીવો કંપી જાય છે.

શંખ વિષ્ણુ-લક્ષ્મીરૂપ છે. ગદા અસુરોનો સંહાર કરનારી શક્તિ—કાલિકાનું સ્વરૂપ છે. **ચક્ર** સિદ્ધિરૂપ છે ને નાળ સહિત કમળ તે જગતના બીજરૂપ છે. એ સર્વ પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણનાં આયુધો—સહાયક બળો છે. એ પ્રેમની આધાર-શક્તિ તે સત્યભામા, અર્થાત સત્ (સત્તા) ને ચિત્ (ચેતન, ગતિ, પ્રકાશ) એ પરમાનંદના આધારરૂપ છે.

ગરુડ એ ભગવાનની આવિર્ભાવ શક્તિ છે. વડ જગતરૂપ છે. નારદ તે સુદામા, ઊખલ કશ્યપ, ને રજ્જુ [ શ્રી કૃષ્ણને બાંધેલી દોરડી ] તે અદિતિ છે. અક્રૂર સત્યનું સ્વરૂપ ને ઉદ્ધવજી સંયમનું સ્વરૂપ છે.

કંસ [ સુખનો નાશ કરનાર ] તે કલિયુગ. ચાણૂર મલ્લ તે દ્વેષ, મુષ્ટિક તે મત્સર, કુવલયાપીડ હાથી તે દર્પ, ને બકાસુર પાખંડનું રૂપ છે. અઘાસુર તે મહા વ્યાધિનું સ્વરૂપ છે. વિશ્વપ્રેમનાં સહાયક બળો વડે તેનો નાશ થાય છે ને ત્યારે જગતમાં પૂર્ણ સુખશાન્તિ પ્રસરે છે.

—શ્રી કૃષ્ણોપનિષત્

# જન્માષ્ટમી

વિદ્યુત્ સર્વત્ર છે, છતાં જ્યાં ઘર્ષણ થાય ત્યાં જ એ ચમકે છે; એમ સર્વવ્યાપક પરમાત્મશક્તિ પણ ઘર્ષણ વખતે જ પ્રકટે છે.

શ્રાવણ માસ એટલે નભો માસ. ત્યારે આકાશ ઘણે ભાગે ઘનઘોર હોય છે. તેમાં વળી અન્ધારીઆની વચલી તિથિ અષ્ટમી અને તેની ય મધરાતે જેલમાં ભગવાનનું પ્રાકટ્ય. તે સૂચવે છે કે જ્યારે અસુરોનું પૂર્ણ બળ જામે, નિરંકુશતાને લીધે ખૂબ અંધાધુંધી વધે, અનહદ સીતમ ગુજરે ને સત્ય પ્રેમ રિબાય ત્યારે કોઈ સમર્થ શક્તિ પ્રકટ થાય છે.

રાવણ ને રામ તેમ કંસ ને કૃષ્ણઃ એમાં આદિ અક્ષર મળતા છે, પણ અર્થમાં તો ઉત્તર–દક્ષિણ જેટલો તફાવત છે. રાવણ લોકને રડાવનાર છે, જ્યારે **રામ** લોકને રમાડનાર—લાડ લડાવનાર છે. કંસ (કં+સ) લોકસુખનો નાશ કરનાર છે, જ્યારે **કૃષ્ણ** પરમ આનંદ

આપનાર છે. આ બન્ને શક્તિઓ તો ગણાય, પરંતુ ફેર માત્ર એ જ છે કે એક વિઘાતક છે, જ્યારે બીજી પોષક છે. રાવણ ને કંસ પહેલાં પૃથ્વી પર આવ્યા એટલે પછી રામ ને કૃષ્ણને આવવું પડયું. બે વ્યક્તિઓ આસુરી છે, ત્યારે બે વ્યક્તિઓ દૈવી છે. ને, એ બે દૈવી વ્યક્તિઓ હૃદયની અનહદ વિશાળતાને લીધે **સમષ્ટિરૂપ**—વિશ્વાત્મા બને છે.ભૂલ સુધારવા માટે જ ભગવાન આવે છે.

ભૂમિ કામધેનુ છે. તે રસકસ આપીને લોકને જીવાડે છે. **ભગવાન ગોપાલ** છે—ભૂમિના પાલક છે. જો કોઈ, લોકને ગળે ફાંસ લઈ ભૂમિના રસકસ હરીને એકલપેટો નીવડે છે તો ભગવાન તેને શિક્ષા કરે છે.

ને ભૂમિ તો **ગોપાલની** જ છે. ગાયો હોય તો જ ખેડ થાય, પંચામૃત મળે ને સાજા-તાજા રહી શકાય. ઓછા ખર્ચે વધુ સુખ આપનાર તો ગાયો જ છે. તેમ હળે કે ધુસરીએ બળદ જેટલું કામ બીજા કોઈ પશુ પાસેથી લઈ શકાતું નથી. એવી વિશ્વમાતા જેવી ગાયોની કતલ એટલે સર્વ મનુષ્યોના જીવનની કતલ. તે ભગવાન કેમ સાંખે?

સંતો, ગાયો, વેદ, તપ, સત્ય, શમ, દમ, દયા, શ્રદ્ધા ને સહનશીલતાઃ એ ભગવાનનાં શરીર છે. તે ઇજા પામે તો ભગવાન કોપે છે. ભગવાન તો ત્યાં જ પ્રકટ થાય, જ્યાં સત્ય પ્રકાશ (વસુદેવ) ને ભક્તિ (દેવકી) હોય. ને ઊછરે ક્યાં? જ્યાં આનંદ (નંદ) ને સ્વતંત્રતા (યશોદા) હોય ત્યાં. એવો પ્રદેશ તે ગોકુલ. અને ભગવાન રમે ક્યાં? જ્યાં નદી (યમુના), પર્વત (ગોવર્ધન), વનસ્પતિ, પશુ-પંખી વગેરે કુદરતી સમૃદ્ધિ હોય ત્યાં.

ભગવાન તો રસેશ છે. તેમની સાથે બલરામ ( બળ ને સંયમ ) તો હોય જ. બ્રહ્મચર્ય વિના પ્રેમ ટકી રહે નહિ. પણ બળની જનેતા

મૃદુતા (દયા) છે, એ જ રોહિણી. દયા વિના બળ આડે માર્ગે વેડફાઈ જાય.

ગોપિકાઓ (સ્ત્રીઓ) દયા, સ્નેહ, મૃદુતા ને ત્યાગની ઝરણીઓ છે. ત્યાં જ ભગવાન ખેલ્યા. ગોપીઓએ ભગવાનને ઝુલાવ્યા–ઝુલાવ્યા. સ્ત્રીઓને હૃદય વિશેષ છે. શ્રીકૃષ્ણની ભાવના ઋષિઓ નહિ, પણ ઋષિ–પત્નીઓ ઝીલી શકી. સ્ત્રીઓના જેટલો ભોગ બીજું કોણ આપી શકે? આમ છે તો પછી તેમના પર જુલમ થાય તે પ્રભુ કેમ સહે? માટે તો નરકાસુરને મારીને અનેક લલનાઓને તેમણે જેલમાંથી મુક્ત કરીને સુખી બનાવી.

શ્રીકૃષ્ણ સદા બાલ છે. બાળકમાં દ્વેષ, મત્સર, પાખંડ વગેરે ન હોય. એટલે તો શ્રીકૃષ્ણે ચાણૂર, કુવલયાપીડ હાથી ને બકાસુર જેવાઓને માર્યા. બાળક સદા હૃષ્ટ–પુષ્ટ ને તન્દુરસ્ત હોય, એટલે અઘાસુર (વ્યાધિ) તેની પાસે આવે જ કેમ? બાળક કામ–ક્રોધને ન જાણે. વળી ક્ષીરસાગરમાં રમનાર એ બાલકૃષ્ણને દૂધ, દહીં, માખણ ખૂબ ભાવે. શ્રીકૃષ્ણ તો દૂધમલ્લ હતા. કંસના મલ્લો એમના મુષ્ટિપ્રહાર સહન ન કરી શકયા. ઘાતક રૂઢિઓ ને પ્રથાઓનો નાશ કરી ભગવાન યુગધર્મ સ્થાપે છે, શકટાસુરનો ભંગ એનો નિર્દેશક છે.

પ્રભુ કોને નાથે? જ્યારે વેરીલા ને ઝેરીલા સ્વાર્થી માણસો અનેક મનુષ્ય–જીવનમાં ઝેર રેડી તેને નિષ્પ્રાણ બનાવવા પ્રયત્ન કરે છે ત્યારે તેમને નાથવા ભગવાન તત્પર થાય છે.

હિંદભૂમિ વ્રજભૂમિ છે. વ્રજ એટલે ગાયોનો વાડો. એવો પ્રદેશ જ્યારે સીતમ–દવાગ્નિથી દાઝે ત્યારે એ દવાગ્નિ પી જવા પ્રભુ પધારે છે.

ભગવાન સદા પૂર્ણમુક્ત છે. તેમની ઇચ્છા તો એવી છે કે પોતાના આ વિશ્વબાગમાં સૌ સ્વતંત્ર જીવન ગાળે—મનુષ્ય, પશુ,

પંખી, વૃક્ષ, લતા સર્વ. એની એ ઇચ્છાની આડે આવનાર પોતે જ ઊખડી જાય છે. ભગવાન તો આંજણીઆનાં વૃક્ષોનાં બંધન કાપવા પણ દોડયા હતા.

છતાં ભગવાન બધેય છે, કારણકે તેને જગતનાં બંધન તોડવાં છે. અને, અંદર પેઠા વગર સમૂળગા બંધ તૂટે નહિ. પણ ત્યારે લોક શંકા કેમ કરે છે? કારણકે લોક મર્મ સમજતા નથી.

**સત્તામદ પ્રભુ નથી સાંખતા.** ઇન્દ્રને સત્તાનો મદ થયો હતો. એટલે પ્રભુએ લોકને ઉપદેશ કરી ઇન્દ્રનો કર બંધ કરાવ્યો. એમ કરતાં લોક ગભરાયા ખરા, પણ ભગવાને તેમને હિંમત આપી કે 'હું તમને બચાવીશ.' લોક ખુશ થયા. પણ પ્રભુએ વિચાર્યું : 'આ યોગ્ય ન થયું. કારણ, લોક તો એકના પાશમાંથી છુટી અન્યના પાશમાં બંધાયા; તેમને પોતાની શક્તિનું ભાન થવું જોઈએ, તેમણે પોતાના પગ પર ઊભા રહેતાં શીખવું જોઈએ.' એટલે તેમણે કહ્યું: 'આ ગોવર્ધન પર્વતનો (સ્વદેશનો) આશ્રય લ્યો. હું તેને ઊંચકવા માંડું છું, તમે સૌ મને મદદ કરો. આરંભમાં થોડો વખત વેઠવું તો પડશે, પણ તેથી ડરશો મા.' સૌએ તેમ કર્યું, ને સ્વતંત્ર થયા, સુખી થયા.

ટૂંકમાં પ્રભુનો અવતાર નીંદવા, રોપવા ને ઉછેરવા માટે થાય છે. એમ કરવાથી જ આ વિશ્વોદ્યાન ફાલે છે. ભગવાનનું કાર્ય પોતાને માટે નથી, લોકસંગ્રહ માટે છે. ભગવાન પોતાનાં કાર્યો દ્વારા મનુષ્યોને સમજાવે છે કે તમે પણ યથાશક્તિ આમ વર્તતાં શીખો. कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम्। આ આખું ય વૃત્તાન્ત અત્યારની આપણા દેશની પરિસ્થિતિને કેટલું બંધ બેસતું છે, તે સહજ જણાઈ આવે છે.

# સ્વામી દયાનંદ સરસ્વતી

સૌરાષ્ટ્રભૂમિ જ્યાં પાર્થના સારથિનાં—શ્રીકૃષ્ણુનાં રાજ્ય હતાં, ત્યાં આ મહાપુરુષનો જન્મ થયો હતો. **મોરબી** સ્ટેટનું **ટંકારા** ગામ એ મહર્ષિની માતૃભૂમિ. એમનું જન્મનામ મૂલશંકર, પિતાનું નામ અંબાશંકર ને એ જ્ઞાતિએ ઔદીચ્ય બ્રાહ્મણ.

માતા-પિતા પુત્રને ભણાવવા નાનપણથી જ ધ્યાન આપવા લાગ્યાં હતાં. બીજા છોકરા જ્યારે શેરીઓમાં રખડતા ત્યારે મૂલશંકરને શ્લોક અને વેદમંત્રો મુખપાઠ કરાવવામાં આવતા. યજુર્વેદની આખી સંહિતા ૧૪ વર્ષની વયે તો તેમને કંઠસ્થ થઈ હતી.

શિવરાત્રી આવી : મૂલશંકરના ઉદયકાળની એ રાત્રિ, ને નવરાતનો દિન. અંબાશંકરના કુટુંબમાં શિવરાત્રિનો ઉપવાસ ફરજીઆત હતો. રાત્રે જાગરણ કરવાનું ને અભિષેક કરવાનો. તેથી પુત્ર સાથે અંબાશંકર નજીકના શિવાલયમાં ગયો.

પૂજા થઈ રહી. અભિષેક શરૂ થયા. રાત્રિના અન્ધકારમાં એક પછી એક સૌ ઊંઘવા માંડયા. મધરાત થતાં તો શાન્તિ પથરાઈ ગઈ. અંબાશંકરે ઊંઘ્યા, પણ દૃઢનિશ્ચયી મૂલશંકર ન ઊંઘ્યો. જળાધારી પર ચોખાના કણ વેરાએલા ત્યાં ઉંદરોએ દોડાદોડ કરી મૂકી.

એ સમે મૂલશંકરને જીજ્ઞાસા ઊપજી. પોતાની જાતને તેણે પ્રશ્ન પૂછયો: આનું નામ પૂજા ? શિવભગવાન તે આ જ હશે કે બીજે પણ કયાંય હશે ? આવડા લિંગમાં તે સમાઈ શકે ?

પુત્રે પિતાને જગાડયા ને પ્રશ્ન પૂછ્યા. પુત્રનું ઉચ્ચ હૃદય પિતાએ ન પારખ્યું. તેમને ઉત્તરે ન જડયો. તેમણે કહ્યું: "મૂર્ખ, ભગવાન સામે આવા કુતર્ક કરે છે ?"

પિતા પાછા ઊંઘી ગયા. મૂલશંકરને ઊંઘ કેમ આવે ? કેમ જંપ

ળે ? તેમની જ્ઞાનક્ષુધા પ્રબળ થવા લાગી. પિતાની આજ્ઞા લઈ પુત્રે ર તરફ પ્રયાણ કર્યું. ભૂખ પણ બહુ લાગી હતી, તેથી માતાને કહી તેમણે ઉપવાસ ભાગ્યો.

એમની નાની બ્હેનનું અકાળે ૧૪ વર્ષની વયે મરણ થયું. સૌ ડતાં હતાં. મૂલશંકરની આંખમાંથી તો આંસુ જ સુકાઈ ગએલાં. તેમનો ચહેરો ગંભીર હતો. લોકોએ એમને ઇલ્કાબ આપ્યો—વજ્રહૃદયનો !

લોકોને મોંએ કંઈ ગરણું છે ? તે ગમે તેમ બોલે. તેની દરકાર મૂલશંકરને ન હતી. તે તો એક જ વિચારમાં પડયા હતા કે મરણથી શી રીતે બચાય ? બુદ્ધની જેમ મૂલશંકરને વિરાગ થયો. હવે ઘરમાં રહેવું તેમને અકારું થઈ પડયું.

માબાપની કંઈ કંઈ કોડીલી ઈચ્છાને વહેતી મૂકી તેમણે ગૃહ-યાગ કર્યો, ઈ૦ સ૦ ૧૮૪૬.

એ આખો દિવસ તે હનુમાન-મંદિરમાં ભરાઈ રહ્યા. પછી રાત્રે રાત્રે પ્રયાણ કરતા તે સિદ્ધપુર જઈ પહોંચ્યા. પણ ત્યાં મેળામાં પકડાઈ ગયા. પણ પોલીસના હાથમાંથી ચાલાકીથી છટકીને નાઠા !

ભારતમાં ઘણી જગાએ ફરીને તે નર્મદાકાંઠે આવ્યા ને ચાણો-માં સંન્યાસ લીધો. સંન્યાસ આપનાર ગુરુ પરમાનંદ સરસ્વતીએ તેમને “ દયાનંદ સરસ્વતી ” એવું નામ આપ્યું.

૧૯૧૧ માં હરદ્વાર ગયા, અને થોડા સમય સુધી ત્યાં યોગા-ભ્યાસ કર્યો. સ્વામીજી માંસનો ખોરાક લેતા નહિ. એક વાર કોઇ બ્રાહ્મણને ત્યાં તેઓ જમવા ગએલા ત્યાં માંસનો ખોરાક હોવાથી તેનો ત્યાગ કીધો. માંસાહારથી જ બળ વધે એમ તેઓ માનતા ન હતા.

કોઈક યોગીની શોધમાં ઘણો વખત તેમણે હિમાલયનાં જંગલમાં રખડયા કીધું. પણ કોઈ યોગીની ભાળ લાધી નહિ. એક વાર રસ્તો ભૂલી જતાં તે અખીર નામના મઠમાં જઈ ચઢયા.

અખીર મઠના મહન્તને ઈચ્છા થઇ કે આ સ્વામી પોતાનો શિષ્ય થાય તો ઠીક. તેણે બહુ લાલચો આપી, પણ સ્વામીજી ડગ્યા નહિ.

આખરે મથુરામાં ગુરુ મળ્યા. તેમનું નામ **વિરજાનંદ**. તાવણી-થી સોનું પરખાય. વિરજાનંદ ઘણા જ કડક હતા. એક વાર દયાનંદજીને પાઠ ન આવડ્યો. ગુરુજીએ લાકડી ફટકારી. હાથ સુજી ગયો, લોહી જામી આવ્યું. છતાં સ્વામીએ શાન્તિથી કહ્યું: " મહારાજ, મારા કઠોર હાથને મારતાં આપને શ્રમ થયો હશે. " પાછળથી ગુરુજી પસ્તાયા. ત્યારપછી કોઈ દિવસ તેમણે શિક્ષા કરી નથી. તેમની પાસે બે અઢી વર્ષ રહી મહર્ષિએ શાસ્ત્રાધ્યયન કીધું.

નીકળતાં મહર્ષિએ ગુરુ-દક્ષિણા માગવા કહ્યું. વિરજાનંદજીએ માગ્યું: " ધર્મશોધન કરજે. " દહીં ને તલ ગુરુજીને ચરણે મૂકી મહર્ષિએ રજા માગી ને ગુરુજીએ માથે હાથ મૂકી રજા આપી.

મહર્ષિ ભણવા ગયા ત્યારે વિરજાનંદે તેમને કહ્યું હતું : 'અત્યાર-સુધી તમે જે શીખ્યા હો તે અને તમારાં મનુષ્યકૃત પુસ્તકો જમનામાં ફેંકીને પછીથી મારી પાસે આવો. કારણ કે મારે તમને શુદ્ધ વેદવિદ્યા શીખવવી છે. એને માટે હું કોઈ લાયક વિદ્યાર્થીની શોધમાં હતો. મારે તારી મારફતે ભારતમાં સત્ય વેદવિદ્યાનો પુનઃ પ્રચાર કરવો છે.

વિરલા જ સાચી વાત કહે છે; હાજી હા કરનારા ભીરુ તો ઘણા હોય છે. સત્ય વેદધર્મનો ઉપદેશ કરતાં મહર્ષિને અનંત મુશ્કેલીઓ નડી. પણ મહર્ષિએ તો તે હસતે મુખે વધાવી લીધી. સત્ય કરતાં ને ધર્મ કરતાં તેમને જીવન વહાલું ન હતું.

એકવાર કાશીમાં શાસ્ત્રાર્થ ચાલતો હતો, એવામાં પાછળથી ઈંટો ને નળીયાંનો વરસાદ વરસ્યો. કોઈ વિદ્યાર્થીઓએ આ તોફાન કર્યું હતું. મહર્ષિએ તેમની સામે જોયું ને વિદ્યાર્થીઓ શરમાઈને ચાલ્યા ગયા.

કોઈ કોઈ વાર વિવાદમાં પ્રતિવાદી હારી જાય તો તેઓ કહેતા કે તમે તો એકલા વેદને જ માનો છો ને બીજાં શાસ્ત્રનાં પ્રમાણ આપતા નથી, એટલે અમે તમારી સાથે બોલી શકીએ પણ નહિ. કેમકે તમે શાસ્ત્રનિંદક છો ! દલીલો ખૂટે ત્યારે શું કરે બિચારા !

એક વાર કેટલાક મુસલમાનો તેમના પર ખીજાયા, ને શસ્ત્ર લઇ મારવા આવ્યા. સમય જોઈ મહર્ષિએ નદીમાં ઝંપલાવ્યું અને સાથે સાથે શસ્ત્ર લઇ મારવા ધસેલા એક મુસલમાન યુવકને પણ ખેંચતા ગયા. સાંજ પડી ને ટોળે વળેલા મુસલમાનો વેરાયા ત્યારે મહર્ષિ નદીમાંથી નીકળ્યા.

ખ્રિસ્તી પાદરીઓની સભામાં પણ તેમણે વેદધર્મ જ સત્ય છે એવું બેધડકપણે ભાષણ આપ્યું હતું. તેઓ કોઈથી અંજાતા નહિ. એ બ્રહ્મચર્યનો પ્રભાવ.

ઉદયપુરના રાણાને મૂર્તિખંડન ગમતું નહિ, જો કે તેમણે મહર્ષિનું કહેવું બધું સત્ય માન્યું હતું. રાણાએ કહ્યું: “આપ એકલિંગનાથના મહંત બની ઉદયપુરમાં રહો તો કેવું સારું!” જવાબમાં “હું મઠાધીશ થવા સરજાયો નથી.” એમ સ્વામીએ કહ્યું.સ્વામીજીએ ત્યાં એક પરોપકારિણી સભા સ્થાપી.

જોધપુરમાં મહારાજાનો મેળાપ ન થાય. એક દહાડો મહર્ષિ દોઢી આગળ ઊભા રહ્યા. મહારાજની બગી જેવી નીકળી કે તેને સ્વામીએ ખેંચી રાખી. આઠ ઘોડા જરાએ આગળ ચસકી શકયા નહિ. શું સ્વામીજીનું બળ! રાજાએ મહર્ષિની ક્ષમા માગી. મહર્ષિએ તેની કેટલીક ન છાજતી વર્તણૂક માટે સખત શબ્દોમાં ઠપકો આપ્યો, અને ક્ષત્રિય ધર્મ સમજાવ્યો. રાજા સુધર્યો. મહર્ષિનો આભારી બન્યો.

કેટલાએ દુર્જનો સ્વામીજીના શત્રુ બન્યા હતા. એકવાર એક સામંત તલવાર લઈ સ્વામીજીને મારવા ધસ્યો. અણી ઉપર વાત હતી. છલાંગ મારી સ્વામીજી ઊભા થઈ ગયા, ને સામંતના હાથમાંથી તલવાર લઈ પૃથ્વી પર એટલા બળથી દબાવી કે તેના બે કકડા થઈ ગયા. સ્વામીજીનું મુખ અત્યારે સિંહ સમું શોભતું હતું. સામંત નીચું મોં કરી ચાલ્યો ગયો.

એકવાર કોઈ મંદિરમાં બાવાઓએ સ્વામીજીને ઘેર્યા. સ્વામીજીએ જોયું કે પોતે સપડાયા. તરત જ તેમણે મેડા પરથી પડતું મૂક્યું. નીચે બાવાઓ લાઠીઓ લઈ ઊભા હતા. સ્વામીજીએ એકની લાઠી ઝૂંટવી લીધી, બે ચાર ઝપાટા લગાવ્યા, ને માર્ગ કરી કોટ કૂદી ગયા.

હાલનું શિક્ષણ ને શિક્ષણપ્રણાલિ મહર્ષિને ગમતાં ન હતાં. તેમણે ગુરુકુલો સ્થાપીને અને પ્રાચીણ-અર્વાચીન પદ્ધતિની તુલના કરીને નવીન પદ્ધતિએ શિક્ષણ આપવાનો ઉપદેશ કર્યો. તેના પરિણામે ગુરુકુલો સ્થપાયાં: દેવલાલી, હરદ્વાર, કાંગડી વગેરે ગુરુકુલો એમનાં સ્મારક છે.

પોતાનો પંથ ચલાવી તેના આચાર્ય થઈ બેસવાની સ્વામીજીની ઈચ્છા ન હતી. તેથી તેમણે ધર્મસુધારણા માટે મુંબઈ, મથુરા વગેરે સ્થળે આર્યસમાજોની સ્થાપના કરી.

પણ સાવ સાચો ઉપદેશ લોકને અકારો થઈ પડચો. સ્વામીજીનું જીવન જોખમમાં હતું. છેવટે એક રાજ્યમાં રખાતના કારસ્તાનથી સ્વામીજીને દૂધમાં ઝેર આપવામાં આવ્યું. એ વખતે સ્વામીજી કેવળ દૂધ પર રહેતા હતા. સ્વામીજીને ખબર પડી. તેમણે રસોયાને બોલાવ્યો, ને ઉપદેશના બે શબ્દ કહી તેને ભગાડી મૂક્યો. વજ્રથીએ કઠણ ને પુષ્પથી યે કુમળાં મહા-પુરુષોનાં હૃદય હોય છે.

વૈદ્ય-ડૉક્ટરોની સારી સારવાર છતાં, આબુ પર્વતની શિતલ હવા છતાં ઝેરની અસર ન ગઈ. જરાએ અરેકાર ન કરતા, માત્ર વેદની ધુન કરતા, અન્તકાળે પણ શિષ્યોને ઉપદેશ કરતા, પોતાના વેદ-ભાષ્યોનું કામ પૂર્ણ કરાવતા, અને શરીરનું અનિત્યપણું સમજાવતા મહર્ષિ ભારતને અનેક આશિષો દઈ સમાધિસ્થ થયા. તેમની જીવનરજ હજીયે ભારતના આકાશમાં પ્રસરી શૂન્ય જનોને ટકોરી રહી છે.

# નાનો નરેન્દ્ર

## હનુમાનનાં દર્શને

એક ઠેકાણે રામાયણ વંચાતુ હતું. હનુમાનની કથાનો પ્રસંગ ચાલતો હતો. કથામાં આવ્યું: 'હનુમાનને બાગ-બગીચા બહુ ગમે છે ને તેથી તે ઘણુંખરું ત્યાં જ રહે છે. ઘણા ભક્તો બાગ-બગીચામાં હનુમાનનાં દર્શન પામ્યા છે.' કથા બંધ થઈ. સાંભળનારા ઊઠીને ચાલતા થયા. મધરાત હતી, ત્યાં એક નાનો બાળક કંઈક વિચાર કરતો ઊભો હતો. થોડીવાર પછી તે પાસેના એક બગીચા ભણી ગયો ને એક ઝાડ પર ચઢીને એકલો જ આખી રાત બેસી રહ્યો. ઘેર શોધાશોધ થઈ. સવાર પડતાં બાળક ઘેર આવ્યો. માતા ભુવનેશ્વરી દેવીએ પૂછ્યું: ' રાત્રે ક્યાં રહ્યો'તો નરેન્દ્ર ?' બાળક માતા સામે જોઈ ધીમું હસ્યો.

## ભૂલ સુધરાવી

એક દિવસ કોઈક કથાકાર બ્રાહ્મણ રામાયણની કથા કહેતાં વચ્ચેથી કોઈક છંદ ભૂલી ગયો. હજારો માણસની મેદનીમાંથી એક બાળક ઊભો થઈ કથાકાર પાસે ગયો ને તેને છંદ યાદ કરી આપ્યો. બ્રાહ્મણ એટલો તો ખુશ થઈ ગયો કે તેણે ભરસભામાં બાળકનાં મુક્તકંઠે વખાણ કર્યાં, વધારામાં તેને થોડીક મીઠાઈ આપી. પાછળથી લોકોને ખબર પડી કે તે છોકરો કલકત્તાની હાઈકોર્ટના સોલિસિટર વિશ્વનાથ દત્તનો પુત્ર હતો. ત્યારે કોણ જાણતું હતું કે તે બાળક ભવિષ્યનો મહાન ધર્મોપદેશક સ્વામી વિવેકાનંદ છે ?

## મને તો હનુમાન થવું ગમે

એક વાર માતાએ પૂછયુંઃ 'નરેન્દ્ર, કથા સાંભળવામાં તું ખૂબ રસ લે છે. તારે રામ જેવા થવું હશે, નહિ વારુ ?'

'ના, બા, ના. મારે તો હનુમાન જેવા થવું છે. દોડવું, કૂદવું, ખેલવું, પર્વતોમાં ને વનોમાં ફરતા ફરવું, સમુદ્રની પેલી પાર જવું, ને બીજાનું કામ કરી આપવું; એ જ મને તો ગમે.' ત્યારે કોને ખબર હતી કે આ બાળક ભવિષ્યમાં સમુદ્રની પેલી પાર અમેરિકા જઈને ત્યાં નામના કરશે ? કોને ખબર હતી કે તે ચિકાગાની સર્વ-ધર્મ-પરિષદમાં મહાન વકતા તરીકે પંકાશે ?

## મિત્રો સાથે સફરે

એક વાર કેટલાક બંગાળી વિદ્યાર્થીઓ હોડીમાં બસી કલકત્તાની દક્ષિણે આવેલી પશુશાળા જોવા માટે જતા હતા. એમાંના એક વિદ્યાર્થીને હોડીમાં ઊલટી થઈ. ઊતરવાની જગા આવી ને હોડી લાંગરી. વિદ્યાર્થીઓ જેવા ઊતરવા જાય છે તેવા જ માછીઓએ તેમને અટકાવ્યા ને કહ્યું: 'હોડી સાફ કરી આપીને જાઓ.' વિદ્યાર્થીઓએ કહ્યુ: 'અમે પૈસા આપીએ છીએ, કોઈની પાસે સાફ કરાવી લેજો.' માછીઓએ તે માન્યું નહિ ને તકરાર વધી પડી. એ સંકટની વેળાએ એક નાનો છોકરો હોડીમાંથી કૂદીને નાઠો. તેને નાનો જાણીને માછીઓએ જવા દીધો. ત્યાંથી થોડે છેટે બે અંગ્રેજ સોલ્જરો હવા ખાવા જતા હતા. પેલો બાળક તેમની કને જઈ પહોંચ્યો. હજી તેને અંગ્રેજી ભાષા પૂરી આવડતી ન હતી, તોપણ ભાંગીતૂટી અંગ્રેજી ભાષામાં તેણે સોલ્જરોને સઘળી હકીકત સમજાવી દીધી. ગોરા સોલ્જરો ખુશ થઈ તે બાળકની મદદે આવ્યા. તેમને જોતાં જ તકરાર કરવાનું ભૂલી જઈ માછીઓ પોતપોતાની હોડીમાં ચાલી ગયા. સૌ બાળકો છૂટયા ને બોલ્યાઃ 'શાબાશ નરેન્દ્ર !'

## અરજી લઈને

જ્યારે શહેનશાહ સાતમા એડવર્ડ ‘પ્રિન્સ ઑફ વેલ્સ’ તરીકે હિંદની સફરે આવેલા ત્યારે બ્રિટિશ ગવર્નમેન્ટનું એક લડાયક વહાણુ ‘સિરાપિસ’ કલકત્તા આવ્યું હતું. તે જોવા માટે હજારો માણસો સરકારી પરવાનો મેળવવા એક ઑફિસ આગળ એકઠાં થયાં હતાં. તેમાં એક દશ બાર વર્ષનો છોકરો પણ હાથમાં અરજી લઈ આમતેમ આંટા મારતો હતો. ઑફિસના દરવાજા આગળ એક સિપાહી ઊભો હતો. તે કોઈને અંદર ન જવા દે, માત્ર આબરૂદાર અને શ્રીમંત ગ્રહસ્થોને જ અંદર પેસવા મળતું હતું. આ રીત જાણે સહન ન થતી હોય તેવો ભાવ પેલા વિદ્યાર્થીના મોં પર જણાતો હતો. આખરે તે ઑફિસની પાછળ ગયો. ત્યાં નોકરોને ચઢવા માટે લોઢાની એક નાની સીડી હતી. કુમારે આસપાસ જોયું. કોઈ દેખાયું નહિ, એટલે તરત જ તે સીડી વાટે ત્રીજે માળ પહોંચી ગયો. સાહેબ ઊંધું માથું ઘાલી અરજીઓ પર સહી ઘસડયે જતા હતા. લાગ જોઈને પેલા વિદ્યાર્થીએ પણ સાહેબ આગળ અરજી ધરી દીધી. સહી થઈ ગઈ. તરત જ તે વિદ્યાર્થી સાહેબને સલામ કરી નીચે ઊતરી પડયો. નરેન્દ્રમાં આમ એક ક્ષત્રિય કુમારને છાજે તેવું અદ્‌ભુત સાહસ હતું.

## અખાડામાં

નરેન્દ્રનાથના ઘર સામે જ એક કસરતનો અખાડો હતો. હિંદુ મેળાના પ્રવર્તક નવગોપાલ મિત્રે તેની સ્થાપના કરી હતી. અખાડો ચલાવવાનું કામ નરેન્દ્રને માથે હતું. એક વાર અખાડામાં ભારે વજનના થાંભલા બાળકોથી ઉંચકાયા નહિ. રમત જોવા લોકોની ઠઠ જામેલી પણ કોઈ એ બાળકોના કામમાં મદદ આપી નહિ. ત્યાં દૂરથી એક અંગ્રેજ સોલ્જરને જતો નરેન્દ્રે જોયો. નરેન્દ્રે તેની પાસે જઈ પોતાને મદદ આપવા કહ્યું. બહુ જ હર્ષપૂર્વક સોલ્જરે બાળરમતમાં ભાગ લીધો. થાંભલાને મથાળે દોરડું બાંધી બાળકો ખેંચવા લાગ્યા, ને સોલ્જર એ

પગ ખાડામાં રાખી તેમને મદદ કરવા લાગ્યો. પરંતુ એમ કરતાં અચાનક દોરડું તૂટી ગયું. થાંભલો પડી ગયો ને સોલ્જરના કપાળમાં ઊંડો ઘા લાગ્યો. તે બેશુદ્ધ થઈ પડ્યો. કપાળમાંથી ધડધડાટ લોહી વહેવા લાગ્યું. રખેને કચેરીમાં ઘસડાવું પડે, એ બીકે લોકોએ નાસભાગ કરી મૂકી. માત્ર નરેન્દ્ર અને તેના એક બે દોસ્તો ત્યાં રહ્યા. વખત વિચારી નરેન્દ્રે પોતાનું ધોતિયું ચીરી નાખ્યું ને તેમાંથી એક પાટો કાઢી પાણીથી પલાળી તેના કપાળે બાંધી દીધો, તેના મોં પર પાણી છાંટ્યું ને પંખાથી વા નાખ્યો. સાહેબ સચેત થયો. તેને ઊંચકીને નરેન્દ્ર અને તેના મિત્રો સામેની નિશાળમાં લઈ ગયા. પછી ડૉક્ટરને બોલાવી પાટો બંધાવ્યો. અઠવાડિયા સુધી નરેન્દ્રે તેની સારવાર કરી. સાહેબને આરામ થયો એટલે નરેન્દ્રે ખર્ચી માટે થોડુંક ફંડ ઉઘરાવી આપ્યું ને તેને માનપૂર્વક વદાય કર્યો.

### ઉદાર નરેન્દ્ર

નરેન્દ્ર બહુ જ દયાળુ, માયાળુ ને ઉદાર હતો. કોઈ સાધુસંત કે ગરીબ તેને ઘેર માગવા આવતો તો નરેન્દ્ર તેને ઘરમાંથી અન્ન, વસ્તુ કે એકાદ મોટું વાસણ કાઢી આપતો. તેની એવી વર્તણુક માટે તેને સખ્ત ઠપકો મળતો. આવા જ ગુનાથી એક વાર તેને મેડા પર પૂરી રાખવામાં આવ્યો હતો. ત્યાં મેડાની પાછલી બારીથી કોઈ માણસનો અવાજ આવ્યો. નરેન્દ્ર પાછલી બારીએ જઈને જુએ છે તો એક ગરીબ ભીખારણ કપડાં ન હોવાથી ટાઢમાં થરથરતી હતી. નરેન્દ્રે મેડા પર આસપાસ નજર નાખી તો તેની માતાનાં કીમતી કપડાં જોવામાં આવ્યાં. કંઈપણ વિચાર કર્યા વગર તરત જ તેણે તે બધાં જ કપડાં ભીખારણ પર નાખી દીધાં. 'તારું ભલું થજો બેટા!' એવી હૃદયની દુવા દઈ ને ભીખારણ ચાલતી થઈ. પાછળથી ઘરનાંને ખબર પડી. નરેન્દ્રને સખ્ત ઠપકો મળ્યો પણ તેની અસર નરેન્દ્ર પર કંઈ જ થઈ નહિ.

### માસ્તર પાસે

એક માસ્તર નરેન્દ્રને ટ્યૂશન આપવા તેને ઘેર આવતા. માસ્તર આવે કે તરત જ નરેન્દ્ર તેની બધી ચોપડીઓ માસ્તર આગળ ગોઠવી દેતો ને માસ્તર એક પછી એક ચોપડી લઈ ટપ ટપ વાંચી જતા. પરંતુ આશ્ચર્ય! આટલા જ વાચનથી નરેન્દ્રને તે બધા વિષયો યાદ થઈ જતા. ચિત્તની એકાગ્રતાને લીધે નરેન્દ્રને ગોખવું પડતું નહિ. બાકીના વખતમાં તે બહારનું વાંચતો, જંગલમાં ફરવા જતો ને રમતો. આખો દિવસ ગોખ ગોખ કરનારા વિદ્યાર્થીએ પણ નરેન્દ્ર સાથે હરીફાઈ કરી શકતા નહિ.

### ઉત્તમ ગાયક

નરેન્દ્રનો કંઠ ઘણો જ મધુર હતો. તે જે કંઇ ગાતો તે ભાવથી ગાતો ને ગાતાં ગાતાં બહારનું ભાન ભૂલી જતો. તેનું ગાયન સાંભળનારા પણ મુગ્ધ થઈ જતા. પહેલી મુલાકાત વખતે સ્વામી રામકૃષ્ણનું ચિત્ત પણ તેણે સંગીતથી હરી લીધું હતું. નરેન્દ્રની ભાષા પણ સંગીતમય ઝલકદાર હતી. ને એથી તો સ્વામી વિવેકાનંદનું ભાષણ સાંભળવા અમેરિકાનાં નરનારી ગાંડાં ગાંડાં થઈ જતાં.

### આદર્શ

હનુમાન પેઠે જિંદગી સુધી બ્રહ્મચારી રહેવાનો ને જનસેવાનાં મોટાં મોટાં કામો કરવાનો ખ્યાલ નરેન્દ્ર નાનપણથી જ કરતો. તેનો એ સંકલ્પ વાતવાતમાં જણાઈ આવતો. નરેન્દ્ર પોતાના વિચારમાં બહુ મક્કમ હતો. જો કોઈ તેના વિચારની વિરુદ્ધ વાત કરતું તો તે બહુ ગુસ્સે થઈ જતો. નાનપણમાં તેનામાં ગુસ્સો વધારે હતો. આમ નરેન્દ્રમાં સઘળાં મહાપુરૂષનાં લક્ષણો અગાઉથી જ દેખાતાં હતાં. ૨૧-૨૨ વર્ષની ઉંમરે તેમણે બી. એ. ની ડીગ્રી મેળવી હતી.

# શિવાજીને ચરણે

સિંહને તે વળી રાજ્યાભિષેક હોય? સ્વપરાક્રમથી જ તે વનરાજ છે.

શિવાજીની કુમાર–અવસ્થા હતી. એક દિન માર્ગે જતાં ગોવધ કરતો એક કસાઈ તેમની દૃષ્ટિએ પડયો. કુમાર શિવાજી તેના પર ધસી ગયા ને ગાયને છોડાવી. બાદશાહનો તેમને જરાએ ડર ન લાગ્યો. આવી તેમની હિંમતથી ગોવધ બંધ થયો.

તેમનાં માતાજી જિજીબાઈએ પુત્રને રામાયણ–મહાભારતનું શિક્ષણ આપી, તેના હૃદયમાં વીરત્વનાં બીજ વાવ્યાં હતાં. તેમના ગુરુનું નામ દાદાજી કાંડદેવ. તે ઘણા પ્રામાણિક હતા. કહેવાય છે કે એક વાર બાગમાં ફરતાં તેમણે એક પાકી કેરી તોડી હતી. પછી પસ્તાવો થતાં "આ કામ અયોગ્ય થયું છે" એમ માની પોતાનો જમણો હાથ ભાગી નાખવા તેમણે નોકરોને આજ્ઞા કરી. શિવાજીએ વચ્ચે પડી તેમને અટકાવ્યા. છેવટે તેમણે પોતાના અયોગ્ય કાર્ય બદલ અંગરખાની એક બાંહ્ય તોડી નંખાવી, ને તે અડધી બાંહ્યનું અંગરખું જીંદગી સુધી પહેર્યું.

પરાધીનતા ગમતી ન હોવાથી શિવાજીએ સ્વરાજ્ય સ્થાપ્યું. ત્યારે બિજાપુરના શાહે શિવાજીને વશ કરવા તરકીબ કરી. તેણે શાહજીને ભીંતમાં એક ગોખલામાં પૂર્યો, તેમાં માત્ર એક ફાટ જેટલી જગા રાખી હતી—એવા ઈરાદાથી કે જો શિવાજી તેને શરણે ન આવે તો તે ફાટ પણ ચણી લેવી. આ વાત પિતૃભક્ત શિવાજીએ જાણી. શિવાજીની સ્થિતિ "એક તરફ વાવ અને બીજી તરફ કુવા" જેવી થઈ પડી. આખરે તેમને એક યુક્તિ સૂઝી. તેમણે શાહજહાંને વિનતિ કરી કે "જો તમે મારા પિતાને છોડાવશો તો હું આપની નોકરી

સ્વીકારીશ." યુક્તિ પાર પડી. શાહજી છૂટયો. પિતાનું અને પોતાની પ્રતિજ્ઞાનું રક્ષણ થયું.

શિવાજીના સૈન્યમાં વીર પુરુષોને સારો આશ્રય મળતો. પઠાણો પણ તેમના સૈન્યમાં હતા અને કેટલાક ઉચ્ચ અધિકાર પણ ભોગવતા હતા.

દરિયાઈ કાફલો પણ મહારાજાની પાસે ઠીક પ્રમાણમાં હતો. ૩૦ મોટી ફત્તેહમારી, ૧૦૦ મોટાં વહાણ, ૫૦ નાની ફત્તેહમારી, ૧૬૦ નાની મોટી હોડીઓ, ૬૦ તરાપા, ૨૫ તંબુ–હોડીઓ, ૧૫ જોડકાં હોડીઓ અને ૫૦ મછવા.

કિલ્લા બાંધવાનો તેમને ખાસ શોખ હતો.

કોઈ પણ વખત તે ચીડાતા નહિ. એક વાર શાહિસ્તખાને પત્ર લખ્યો : "તું મર્કટ જેવો છે, તેથી ભાગતો ફરે છે. સામે આવીને લડે તો ખરો." ઉત્તરમાં શિવાજીએ જણાવ્યું : "તું ખરું કહે છે. જે મર્કટોએ લંકા બાળીને રાવણને જીત્યો તેમાંનો હું છું. માટે તું ચેતતો રે'જે, હું તને નાસતાં ભાંય ભારે કરીશ."

મહારાજે એક વાર ઔરંગઝેબની મુલાકાત લીધી. શાહે ભવ્ય દરબાર ભર્યો હતો. કુશળ સમાચાર પૂછાયા પછી જમણે હાથ એક તરફ બેસવા શાહે શિવાજીને ઈશારત કરી. શિવાજીએ રામસિંહને પૂછ્યું: "આ અમીરોનો દરજ્જો કેટલો છે?" રામસિંહે કહ્યું: "તેઓ પાંચહજારી મનસબદાર છે." મહારાજે ગુસ્સે થઈ કટાર માગી. શાહ ચેતી ગયો. તેની છાતી ધડકી. વિદાયગિરીનું પાનબીડું આપી, તેણે મહારાજને વદાય કર્યા !

એક વાર શિવાજી ગુપ્ત વેશે કણબીને ત્યાં રહ્યા હતા. તેમણે જ્યારે અન્ન માગ્યું, ત્યારે કણબીની વૃદ્ધ માતા બોલી: "બાવાજી મહારાજ ! તમને અન્ન આપત, પણ હમણાં જ શિવાજીનાં માણસ મારું ઘર લૂંટી ગયાં. શિવાજી કોણ છે કોણ જાણે, બાદશાહ તેમને

કેમ કબજે નહિ કરતો હોય?" રાત હોવાથી ઓળખ ન પડતાં ડોશીએ પોતાનો ઊભરો કાઢયો. મહારાજે તરત કણબીનું નામ-ઠામ લખી લીધું, અને સ્વરાજ્યમાં ગયા પછી તેના માલની કિંમત ભરી આપી તેને નોકરીમાં રાખ્યો.

મહારાષ્ટ્રના પંડિતો શિવાજીને આર્ય રાજા તરીકે કબૂલે નહિ. શિવાજી નિરાશ થયા. પણ ગંગા ભટ્ટ નામે કાશીના એક સમર્થ પંડિતે સાબિત કરી આપ્યું કે શિવાજી સિસોદિયા રાજ્યવંશી સૂર્ય કુળના છે. ઉદેપુરના રાજાઓની જેમ તેમને ઉપવિતનો અધિકાર છે, તેમને રાજ્યાભિષેક કરવામાં કોઈ જાતની હરકત નથી.

આટલી લડાઈઓ દરમ્યાન કયાંયે એવું જણાતું નથી કે શિવાજીએ મુસલમાનોનાં કોઈ પણ પવિત્ર સ્થળે ઉપદ્રવ કર્યો હોય.

શિવાજીની દિનચર્યા આવી હતીઃ તે મોટા પરોઢિયામાં જાગતા. ચાર ઘડી દહાડો ચડતા પહેલાં કામથી પરવારી જતા. પછી તિરંદાજી અને નિશાન મારવાનો વ્યાયામ એક કલાક કરતા. ત્યારબાદ રાજસભામાં જતા, કારખાનાં તપાસતા, અને ન્યાય કેવો ચૂકવાય છે તેની તપાસ કરતા. સાંજના ઘોડે બેસી ફરવા જતા અને કસરત કરતા. વાળુ કરી શાસ્ત્ર ચર્ચા સાંભળતા. મતલબ કે તેમની એક ક્ષણ પણ નકામી જતી ન હતી. ખુશામદખોરોને તે ધિક્કારતા અને અશ્લીલ કે બિભત્સ વાતો તેમને પસંદ ન હતી.

'શિવાજીનો એક એક સિપાઈ હાથીની બરાબર છે.' એમ **ભાગા** નગરના શાહે સાંભળ્યું. પરીક્ષાર્થે તેણે પેસાજી કંક નામના સુભટને હાથી સાથે લડાવ્યો. પેસાજીએ તલવારથી હાથીની સૂંઢ કાપી તેને જમીન પર પાડયો. શાહ ખુશ થઈ ઈનામ આપવા લાગ્યો ત્યારે પેસાજી બોલ્યોઃ "આપની બક્ષિશ કરતાં મારા માલિકનું નામ મોટું છે."

એક વાર શિવાજી કથા સાંભળતા હતા. જ્યાં કીર્તન ચાલતું હતું, તે વાણુકના ઘરની આસપાસ એકદમ બે હજાર પઠાણોએ ઘેરો નાંખ્યો. તો પણ જરાએ ગભરાયા વિના શિવાજી બેસી રહ્યા. છેવટે પોતાના સ્વામીને બચાવવા એક મરાઠા સરદાર દોડતે ઘોડે નાઠો. પઠાણ લશ્કર તેની પાછળ પડ્યું. સવાર દૂર નીકળી ગયો. મહારાજ પણ તુકારામ બુવાની રજા લઈ સિંહગઢ જઈ પહોંચ્યા.

શિવાજી સતારામાં હતા. ત્યાં એક દિન રામદાસ સ્વામી ભિક્ષા માગવા આવ્યા. તેમની ઝોળીમાં શિવાજીએ એક ચિઠ્ઠી નાખી. રામદાસે પૂછ્યું: " શિવુબા, અનાજને બદલે ચિઠ્ઠી કેમ નાખી ? " મહારાજે કહ્યું: " જે આપવું જોઈએ તે જ મેં આપને આપ્યું છે ! " સ્વામીજીએ ચિઠ્ઠી કાઢી વાંચી, પછી કહ્યું: " શિવુબા, તેં મને રાજ્ય આપી દીધું, હવે તું શું કરીશ ? "

"આપની સેવામાં રહીશ, મહારાજ !" શિવાજીએ જવાબ વાળ્યો.

સ્વામિજી બોલ્યા: " ધન્ય છે તને ! રાજ્ય તને જ ઘટે. ધર્મ પ્રમાણે રાજ્ય ચલાવજે, ને માનજે કે " **હું એનો માલીક નથી,** વ્યવસ્થાપક છું. " મહારાજે સ્વામીજીની આજ્ઞાનુસાર રાજ્ય સ્વીકાર્યું, અને આ રાજ્ય રામદાસ સ્વામીનું છે એમ જણાવવા માટે ભગવા રંગનું રાજ્ય-નિશાન રાખ્યું.

# સૂરજમલનું ક્ષાત્રતેજ

'સિંહમૂછ, ભોરંગમણિ, કરપીધન, સતીનાર,
પ્રાણ ગયે પર કર ચઢે; ત્યમ ક્ષત્રિય તલવાર.'

સંવત ૧૯૧૪ના અરસામાં શસ્ત્રબંધીનો કાયદો લાગુ થયો. પંજાબ, બંગાળા, સોરઠ વગેરે પ્રદેશ નિઃશસ્ત્ર બન્યા. એ ધાડ ઈડર ઉપર પણ આવી. ત્યારે ઈડરમાં મહારાજ ગંભીરસિંહજી રાજ્ય કરતા હતા. તેમને તે વખતના પોલિટિકલ એજન્ટ સાહેબે હથિયારો રજૂ કરવા કહ્યું. દસ્તાવેજ થયો. મહારાજની સહી માત્ર બાકી હતી. પટાવતોને પૂછ્યા વિના સહી કેમ થાય? પછી મુખ્ય મુખ્ય પટાવતોને બોલાવવામાં આવ્યા. તેમની પણ સંમતિ મળી ચૂકી. હજુ એક મુખ્ય પટાવતની સંમતિ બાકી હતી.

મુડેટીના પટાવત સ્ટેટમાં મુખ્ય ગણાતા. તેમની રાહ જોવાતી હતી. ખરા બપોરે એક મૂર્તિમન્ત ક્ષાત્રતેજ જેવો જણાતો જુવાન ઘોડેસ્વાર આવી પહોંચ્યો. સીધો જ તે દરબારમાં ગયો. તેને જોતાં જ એજન્ટ સાહેબનું હૃદય કંઈક ધડકયું. મહારાજે તે જુવાનના હાથમાં દસ્તાવેજ મૂકયો. મનમાં વાચન શરૂ થયું. એક બે ત્રણ એમ ક્રમે ક્રમે લીટીઓ વંચાતી ગઈ. સાથે સાથે વાંચનારનાં નેત્ર પણ રક્તવર્ણા થતાં ગયાં, ભવાં ચઢયાં, ગુલાબી હોઠ ફરફરવા લાગ્યા, ને મોં મધ્યાહ્નના સૂર્ય જેવું લાલચોળ થઈ ગયું. બીજી પળે દસ્તાવેજના ચરરર ચરરર ચીરા થતા સંભળાયા ને એક પણ શબ્દ બોલ્યા વિના આવનાર ક્ષત્રિય જુવાન ઘોડે સવાર થઈ ચાલ્યો ગયો. આખો દરબાર સ્તબ્ધ બની ગયો. એજન્ટ સાહેબ ને તેમના અફસરો પણ ચિત્રની જેમ તાકી રહ્યા. કોની મગદૂર કે તે ઘોડેસવારને પકડી શકે!

મહારાજના મુખમાંથી આટલા જ શબ્દ નીકળ્યા: 'સાહેબ, એ અમારા મુખ્ય પટાવત સૂરજમલ્લજી છે. કોઈ પણ ઉપાયે તેમને મનાવો તો આપ સ્ટેટનાં હથિયાર લઈ શકો!' બસ, પતી ગયું. હથિયાર લેવાની વાત મુલતવી રાખવામાં આવી. સરકારનો પ્રકોપ એક વીર નરે વહોરી લઈ દેશનું પાણી રાખ્યું. ગાદી છોડી, કુટુંબ છોડયું, મોજ-શોખ છોડયા, ને ડુંગરોમાં ભટકવું પડયું: પણ એ સઘળું સહન કરીને સૂરજમલે સમાધાન કરવાની સરકારને ફરજ પાડી, ને તે પણ બિનશરતે!

એ વીર સૂરજમલજી જાલમસિંહજી ઠાકોરના મોટા દિકરા ને ગાદીના વારસ હતા. બચપણથી જ તે સ્વાભિમાની ને બહાદુર હતા. એક વાર તેમની સંમતિ વિના જાલમસિંહજીએ પોતાના પટામાંથી કેટલોક ભાગ સૂરજમલજીના લઘુ બંધુ શેરસિંહ અને કુમાર ઉમેદ-સિંહને લખી આપવા ધાર્યું. એટલે સૂરજમલે પિતા સામે બહારવટું શરૂ કર્યું. તે હિંમતનગર ગયા અને ૩૦૦ બંદૂકવાળા સૈનિકોને લઈ પટાનું નાદરી ગામ કબજે કર્યું. પિતા-પુત્ર વચ્ચે આખરે સમાધાન થયું ને સૂરજમલજી હિંમતનગરના રાજા કર્ણસિંહ પાસે રહ્યા. ત્યાં તેમને એક ગામ ને નોબત ડંકો મળ્યાં.

ઇ. સ. ૧૮૨૮ માં મહીકાંઠાના રૂપાલ ગામના ઠાકોર ફતેસિંહે ઇડરના કારભારીના ભાઈને બાનમાં પકડયો. ઘણા વિચાર પછી કારભારીએ સૂરજમલજીની મદદ માગી. પોલિટિકલ એજન્ટનેય પૂછયા વિના ઠાકોરે રૂપાલ પર ચડાઈ કરીને ગામ લૂંટયું અને કારભારીના ભાઈને છોડાવ્યો.

મહારાજ કર્ણસિંહ ઇ. સ. ૧૮૪૫ માં દેવલોક પામ્યા. તેમની રાણીઓને સત ચડયું. પણ તે વખતે, 'સતી ન થવાનો' સરકારી કાયદો અમલમાં મુકાયો હતો. રાણીઓએ સૂરજમલની મદદ માગી. બ્રિટિશ શહેનશાહતની વિરૂદ્ધ વારંવાર થવાથી પોતાને ખમવું પડશે એનું ઠાકોરને ભાન હતું. છતાં ક્ષાત્રટેકે કૃતજ્ઞતા ન મૂકી. તાબડતોબ

સૂરજમલજી હિંમતનગર આવ્યા ને સરકારની અટકાયત છતાં મહા-રાજના શબને અગ્નિસંસ્કાર કરાવ્યો ને રાણીઓ સતી થઈ. બદલામાં ઠાકોરે એજન્ટનો ગુસ્સો વહોરી લીધો.

ઠાકોર તોફાની લેખાયા ! સરકારે તેમને પકડીને કબજે કરવાના અનેક ઉપાય અજમાવ્યા, પણ વિકટ વનના ભોમિયા વનરાજ જેવો ઠાકોર આજે આ ડુંગરમાં, તો વળી કાલે બીજા ડુંગરમાં દેખા દે, ને લાગ મળતાં ઓચિંતો છાપો મારી ટુકડીની ખાખાવીખી કરી નાખે. આવી રીતે તો તેમણે કેટલીય ટુકડીઓને પરાસ્ત કરીને પાછી વાળેલી. રતનાજી નામનો ઠાકોરનો એક બહાદુર જોધ્ધો હતો. ૨૨ વર્ષની ઉંમરે તો એણે ઠાકોરની સંગાથે રહી અનેક વાર પોતાનું પરાક્રમ દેખાડયું હતું. એ જુવાનજોધ ગોતા ગામનું રક્ષણ કરતાં કામ આવી ગયો. ભાટચારણોના દુહાઓમાં આવા કેટલાય વીર અત્યારે પણ જીવતા જાગતા છે. પોતાના બહાદુર સાથીનું મરણ સાંભળી ઠાકોરને લાગી આવ્યું. પણ એ શોક કરવાનો અવસર ન હતો. સારા ચુનંદા તીરંદાજ ડુંગરી ભીલો સાથે સૂરજમલ્લે વડાલી નજીક પડાવ નાખી તળાવ આગળ અંગ્રેજી ટુકડીને ઘેરીને તેનો ઘાણ કાઢી નાખ્યો. કેપ્ટન ગેલોમેનને પાછું ફરવું પડયું. એ વખતનાં સૂરજમલ્લનાં વખાણ કરતાં એક બારોટ કહે છે—

**गोतां पर घमसाण दळ आयो अंगरेजरो,**
**गारदियारो घाण, तें सखरो काढयो सूजडा ।**

વળી ઠાકોરે ગોતાંના એક વાણિયાનું બાન પકડયું. એટલે તોપો ને રસાલા સાથે એજંટ સાહેબ ઇડર આવ્યા. ઠાકોર ત્યાંથી ઊપડી ચારણોના ગામ કુવાળે જતા રહ્યા. લશ્કર ત્યાં આવ્યું, પણ ચારણોએ ઠાકોરની બાતમી ન આપી એટલે ટુકડીએ તે ગામ બાળ્યું. સૂરજમલ્લ ત્યાંથી પાનરવા ગામે ગયા. ત્યાં જબ્બર લડાઈ થઈ. મેજર કુઈક શોર્ક મરાયો, ઘણા જોધ મરાયા ને ઘાયલ થયા, પણ ઠાકોર સહિસલામત ત્યાંથી બીજે ઠેકાણે ચાલ્યા ગયા.

સિદ્ધપુર ગાયકવાડ સરકારનું છે. ત્યાં એક મઠની ગાદી માટે બે ચેલા લડયા. એકે સૂરજમલ્લની મદદ માગી, તેથી તેઓ સિદ્ધપુર ગયા. ત્યાંનો નગરશેઠ લખુ પેલા ચેલાથી વિરૂદ્ધ હતો. તેને ઉપાડીને સૂરજમલ્લે ચલતી પકડી. ખરા બપોરે, ભર બજારમાંથી, દરવાજે પોલિસચોકીને પણ ન ગણકારતાં, આ ક્ષત્રિયવીર પૂરપાટ દોડતે ઘોડે ઘહુંઆ ડુંગરને રસ્તે થઇ પાનરવે આવ્યો. ગાયકવાડે તે વખતના મહીકાંઠાના પોલિટિકલ એજંટને લખ્યું. તેણે ઇડર આવી બાંહેધરી આપી સૂરજમલ્લજીને તેડાવ્યા અને સમાધાન કરી આવ્યું. શેઠ છૂટયા ને પેલા ચેલાને ગાદી મળી.

આ અરસામાં ઠાકોર જાલમસિંહજી દેવલોક પામ્યા અને સૂરજમલને મુડેટીની ગાદી મળી. સ્ટેટનાં હથિયાર રાખનાર આ વીરનરનું મોટા ભાગનું જીવન—ગાદીએ બેસતાં પહેલાંનું ને ગાદીએ બેઠા પછીનું—ભવ્ય પરાક્રમોથી જ ઝળકી રહ્યું છે. બબ્બેવાર તો બહારવટાં ખેડવાં પડયાં, ને તે પણ મોટી શહનશાહતની સામે! એટએટલાં કષ્ટ ભોગવવા છતાં એમણે કદી દીનતા બતાવી ક્ષાત્રતેજ ને બટ્ટો લગાડયો નથી. આખરે સરકારે સમાધાન કર્યું ને ઇડરનાં હથિયાર રહેવા દીધાં! એમના જીવનમાં રાણા પ્રતાપના જીવનનો પરાગ મહેકે છે. ધન્ય છે એવા ક્ષત્રિવ વીરોને!

બીજી વારના બહારવટા વખતે બ્રિટિશ લશ્કર મુડેટી પર ચડી આવેલું ત્યારે ઠાકોર પાછલી બાજુથી સકુટુંબ ડુંગરોમાં ચાલ્યા ગયા હતા. માત્ર ત્યાં એક મકરાણી મેડા પર રહી ગયો હતો તેણે ત્યાં રહીને જ લશ્કરનો સામનો કર્યો ને ગોળીઓનો મારો ચલાવી એક પ્રહર લગી લશ્કરને રોકી રાખ્યું. એટલામાં ઠાકોર દૂર નીકળી ગયા. વીરો વીરનરોને જ સંઘરે છે.

जननी जण तो भक्त जण, कां दाता कां शूर ।

# સ્વરાજ્યના પાયાનો પથ્થર

[ છત્રપતિ શિવાજી પન્હાળાગઢમાં છે, તે ગઢ અચાનક મોગલસૈન્ય ઘેરી લે છે. એક રાત્રે શિવાજી પોતાના થોડાક વિશ્વાસુ સૈનિકો સાથે મોગલ લશ્કરની હાર ભેદીને ત્યાંથી વિશાલગઢ તરફ રવાના થાય છે. લશ્કર પાછળ પડે છે. ]

બાજી : મહારાજ, સદ્‌ભાગ્યે આપણે હવે વિશાલગઢની સરહદ પર આવી પહોંચ્યા છીએ. આપ જેમ બને તેમ જલદી ગઢ પર ચડી જાઓ એટલે નિરાંત.

શિવાજી : નિરાંત શાની ? શત્રુઓને હંફાવ્યા વિના, ભારતીય સ્વરાજ્ય સ્થાપ્યા વિણ જંપ નથી વળવાનો !

નેતાજી : એ બધું થઇ રહેશે, મહારાજ ! અમારા જીવમાં જીવ છે ત્યાં સુધી તો આપે લીધેલું પણ પરિપૂર્ણ કરવા અમે મથીશું જ —ભલે મરીશું.

તાનાજી : મહારાજે સામ્રાજ્યનું બીજ તો વાવી દીધું જ છે; જ્યાર મહારાજને બિજાપુરનો સેનાપતિ કપટથી મળવા આવ્યો, અને મહારાજને છાતી સરસા ચાંપી તલવાર કાઢી મારવા તૈયાર થયો ત્યારે મહારાજે સમય-સૂચકતા વાપરી વાઘનખથી તેની છાતી ચીરી નાખી, અને નેતાજી સેનાપતિએ બાકીના દુશ્મન લશ્કરની ખાખાવીખી કરી નાખી; ત્યારથી જ ભારતીય સામ્રાજ્યનું બીજ વવાઇ ચૂક્યું છે.

બાજી: પણ અત્યારે આ વાર્તાવિનોદનો વખત નથી. જેમ જેમ મોગલ લશ્કર નજીક આવતું જાય છે તેમ તેમ આપણું કામ મુશ્કેલ બનતું જાય છે. તેથી મહારાજ, સેનાપતિ નેતાજી અને વીર તાનાજી, આપ સૌ વિશાલગઢ પર ચઢી જાઓ તો ઠીક.

શિવાજી: [ વિચારમગ્ન, દૂર દૃષ્ટિ ફેંકીને ] અહો, પણે આકાશ મેઘમંડલથી ઢંકાએલું લાગે છે. એ શું ?

નેતાજી: મહારાજ, એ વાદળ નથી, એ તો આપણી પાછળ આવતા મોગલ લશ્કરના પાદપ્રહારથી ઉડેલી ધૂળથી આકાશ છવાયું છે ! માટે હવે વિલંબની જરૂર નથી.

શિવાજી: [ ગુસ્સામાં ] હવે ઢીલ છે જ ક્યાં ? [ તલવાર કાઢીને ] આ શક્તિ તેમનાં રક્ત પીવા તૈયાર જ છે. ચાલો, સજ્જ થાઓ !

બાજી: એવી અધીરાઈનું કંઈ પ્રયોજન નથી, મહારાજ ! સમય ઓળખવો જોઈએ.

શિવાજી: વીર નર કાળ અકાળ કંઈ જાણતો નથી. એ તો જાણે છે માત્ર સાહસ, માત્ર સ્વતંત્રતા !

નેતાજી: મહારાજ, બાજી ઠીક કહે છે. આપ સ્વાતંત્ર્યના આત્મા છો. માટે આપનું રક્ષણ થાય તો જ સ્વતંત્રતા સજીવ રહે તેમ છે. માટે હવે ગઢ પર ચડવાને જરા સરખો વિલંબ કરવો ઠીક નથી. યુદ્ધનો આ કાળ નથી.

શિવાજી: તો શું આપણે સૌએ ગઢનો આશ્રય લઈ સૂર્ય વાદળમાં છુપાય એમ છુપાઇ જવું ? એમાં વીરપણાને નાનમ નથી આવતી ? અને સ્વાતંત્ર્યના આત્મા તો સૌએ બનવું જોઈએ.

બાજી: સૂર્ય વાદળથી ઢંકાઈને પણ વાદળને પીગળાવી નાખે છે. એમ સૂર્ય સમા મહારાજ વિશાળગઢમાં રહીને જ શત્રુઓને પોતાના પ્રતાપી કરોથી પાણી કરી શકશે.

શિવાજી: [હસીને] એવા મારા લાંબા કર તમે જુઓ છો ?

બાજી: અમે સૌ આપના જ કર છીએ ને ? આપના પ્રતાપી નામથી જ અમારામાં જુસ્સો રહેશે, કરમાં બળ રહેશે, આપનું પણ સંભારીને અમને શૌર્ય ચડતું રહેશે. આપ હવે જલદી પધારો.

તાનાજી: જુઓ, શત્રુ-લશ્કર આવી પહોંચ્યું. મહારાજ, હવે વિલંબ ન કરો.

બાજી: ને આપ સૌ ગઢ પર કુશળતાથી પહોંચી જાઓ એટલે પાંચ તોપો ફોડી મને આપની કુશળતા જણાવજો. ત્યાંસુધી હું ખડકની પેઠે ઊભો રહીને શત્રુદળનાં મોજાંને પાછાં વાળીશ. આપ નિશ્ચિન્તપણે પધારો.

શિવાજી: ધન્ય છે, વીર ! ધન્ય છે તારી જનેતાની કૂખને ! ધન્ય છે તારી હિંમતને ! તું મોગલ ગજદળમાં સિંહ જેવો ઓપશે. તો પણ તને એકલો અહીં છોડીને ચાલી જતાં અમારો પગ કેમ ઊપડે ?

બાજી: મહારાજ, આ યોગ્યાયોગ્ય વિચારવાનો સમય નથી. સુધરેલી બાજી કથળી જશે ને ભારતવર્ષની સ્વતંત્રતાનો આત્મા જતાં તેને સદાય પરતંત્રતાની જંજીરોમાં જકડાઈ રહેવું પડશે. આપના અન્ન-પાનથી પોષાએલો આ દેહ આપનું રક્ષણ કરતાં પડે, તેમાં જ તેની સફળતા રહેલી છે.

નેતાજી: મહારાજ, બાજી ઠીક કહે છે.

શિવાજી: ધન્ય છે તને. રાષ્ટ્રસ્વાતંત્ર્યના પાયામાં પુરાવાનું તારા નસિબમાં લખ્યું છે. રાષ્ટ્રદેવતા તારું રક્ષણ કરો.

[ સૌ ગઢ પર ચડી જાય છે. ]

દુર્ગપાલ: ભલે પધાર્યા, મહારાજ ! બિરાજીએ આ આસન પર !

શિવાજી: [બેસતાં] પહેલાં તો તું અમે અહીં કુશળ પહોંચ્યા છીએ તેની સૂચનારૂપે તોપોના પાંચ અવાજ કર.

દુર્ગપાલ: જેવી દેવની આજ્ઞા ! [તેમ કરે છે.]

શિવાજી: એકાએક મારી ડાબી આંખ કેમ ફરકવા માંડી !

[ એક દૂત પ્રવેશ કરે છે. ]

દૂતઃ [ગભરાટથી] દેવ, બાજીરાજ હણાયા !

શિવાજીઃ [આંખમાં આંસુ લાવી] અહહ ! આ એક અમારા પર કારમો વજ્રાઘાત ! અથવા એની પ્રાણાહુતિથી આ યુદ્ધાગ્નિ વિશેષ પ્રજ્વળો હવે ! દૂત, એનું પરાક્રમ જરા વિસ્તારથી વર્ણવ.

દૂતઃ મહારાજ, આપના ગયા પછી તેઓ એકલા હાથમાં તલવાર લઈ કિલ્લાનો ચઢાવનો રસ્તો રોકીને ઊભા. ઘડીકમાં હજારો મુગલ સૈનિકો તેમના પર તૂટી પડ્યા. તેમાંના અનેકને તેમણે યમલોકમાં પહોંચાડવા, અને શત્રુદળમાં ત્રાસ ઉપજાવ્યો.

શિવાજીઃ વાહ વાહ, ધન્ય છે એ વીરને ! પછી ?

દૂતઃ એમને લગભગ પચ્ચીસ ત્રીસ ઘા પડયા હતા ને એમાંથી લોહી વહેતું હતું. છતાં તેઓ ખડકની પેઠે ઊભા રહી ઘાસકાપણીની પેઠે શત્રુઓનાં મસ્તક ઉડાવતા હતા. એમના એક પરાક્રમે શત્રુઓ ભાગ્યા. આખરે તોપના ગોળાઓથી તેઓ વીંધાઈ ગયા. એવામાં આપના તરફથી થએલા તોપના બહાર સાંભળી એમનો અંતરાત્મા શાતા પામ્યો ને એમનો જર્જર થએલો દેહ ભોંય પર પડયો.

શિવાજીઃ [રોષથી] ફિકર નહિ ! શિવાજી એનો બદલો વ્યાજ સાથે લેશે. અહા ક્ષત્રિય વીર ! તારા જેવા સ્વાત્માર્પણ કરનારા સ્વામિભક્ત આ જગતમાં વિરલ છે. તારી નામના અમર હજો, ને તારું પરાક્રમ ને તારો ભોગ અમારા સુભટોમાં પ્રાણ, જુસ્સો ને દેશસેવાની ધૂન પ્રકટાવજો. દુર્ગપાલ, જા, એ રાજભક્તના સાતે પુત્રોને માનપૂર્વક અહીં તેડી લાવ. તેમને જણાવ કે મહારાજે પોતાના અંગરક્ષક તરીકે તેમને નીમ્યા છે.

[એક જાસુસ પ્રવેશ કરે છે.]

જાસુસઃ વિજય થાઓ મહારાજનો ! મહારાજ ! શત્રુઓ આ દુર્ગ અજય્ય ધારીને પાછા વળી ગયા છે.

શિવાજીઃ એમ કહે કે એ રાષ્ટ્રધ્વંસકો બાજીના પરાક્રમપૂરમાં ડૂબી મૂઆ છે !

# વીર મલ્લદેવ

જયચન્દ્ર : મલ્લદેવ, જરા વિચાર કરી જો. સમજ કે કનોજપતિએ આટલો પ્રસાદ કોઇ પર ઢોળ્યો નથી. ભલભલા પૃથ્વીપતિઓ જેની ઇચ્છા રાખે છે તે તને સહજ મળ્યો છે. જાણે મારો નાનો ભાઇ હોય તેટલી તારા પ્રત્યે મારી ચાહના છે.

મલ્લદેવ : એ ખરું મહારાજ! પણ કસોટી વિના પ્રીતિ નહિ, હોય તો પણ ઝાઝી ટકે નહિ. માટે જ હું અહીંથી બીજે જવા માગું છું.

જયચન્દ્ર : ખરેખર, તું બાળક તે બાળક છે. સ્વર્ગીય સુખની તને કદર નથી લાગતી.

મલ્લદેવ : ક્ષમા, મહારાજ! ભાગ્યને કસી જોનારા પુરુષાર્થી માણસો દુન્યવી સુખોની જાળમાં પુરાઈ રહેતા નથી. એવું સુખ તો મારે ત્યાં પણ ક્યાં નહોતું!

જયચન્દ્ર : તારા બોલવામાં કંઈ સંકેત લાગે છે. જરા સ્પષ્ટ કરીને કહે.

મલ્લદેવ : આજે જ આ વાત આપની આગળ ખુલ્લી કરું છું મહારાજ! કે હું એક રાજપુત્ર છું.

જયચન્દ્ર : તો પછી તારે બાપિકું રાજ્ય છોડવાની કેમ જરૂર પડી ?

મલ્લ૦ : મારા પિતા મિથિલા નગરીના રાજા છે. તેમણે પોતાના બાહુબળથી મોટું રાજ્ય સંપાદન કર્યું છે. મારા પિતાએ મને થોડાક જ વખત ઉપર યુવરાજપદ આપ્યું. પરંતુ મને એવો જ વિચાર થયો કે બાપની મિલકતથી ચેનબાજી ઉડાવવી એમાં પરાક્રમ શું ?

જય૦ : શું બાપના પરાક્રમને ય તું ન સાંખી શકયો ?

મલ્લ૦ : એમ નથી મહારાજ, સાંભળો:

> સિંહો ને સત્પુરુષો તે નિજ શક્તિ થકી જીવે;
> બાળ, નામર્દ ને મૂર્ખ, ભરે પેટ પરાશ્રયે.

ને તેથી જ મહારાજ, મારા પુરુષાર્થને કસવા માટે હું આપની સેવામાં આવ્યો હતો.

જય૦ : ત્યારે શું તું એમ કહેવા માગે છે કે અમે તને ન પરખી શકયા ? શું તને ખાન, પાન ને માન કમી પડ્યાં ?

મલ્લ૦ : ના, ના, મહારાજ ! એમાં તો મહારાજની સર્વ વાતે પૂર્ણ કૃપા છે. પણ મારા જેવા જીવનના કસનારાને બેઠાખાઉ થવું ન ગમે, એ આપ ક્યાં નથી જાણતા ? અને જ્યાં યુદ્ધનો પ્રસંગ જ નહિ ત્યાં વીરોચિત પરાક્રમ બતાવવાની તક મળે પણ ક્યાંથી ? સોનું, રત્ન ને વીર જેમ કસોટીમાંથી પસાર થાય તેમ તેમ તેમની કિંમત વધે છે. મહારાજ ! માટે મને રજા આપો.

જય૦ : તને ખબર નથી કે જયચંદ્ર રાઠોડને ત્યાં અધિકાર ને માન પામવાં એ પણ એક મોટી કસોટી છે ?

મલ્લ૦ : બત્રીસાં ભોજનના તૈયાર ભાણા પર હરકોઈ નથી બેસી શકતો, મહારાજ ?

જય૦ : પણ ત્યારે કહે તો ખરો કે દુનિયામાં એવો કોણ ક્ષત્રિય છે, જે આ જયચંદની સામે થવાની હિંમત ધરે ?

મલ્લ૦ : એમ તે શું પૃથ્વીમાંથી ક્ષત્રિયબીજ સાવ નાશ પામ્યું છે, મહારાજ ? જો એમ જ હોય તો કૃપા કરીને મને રજા આપો. ને આપ જુઓ કે જે રાજ્યમાં હું જઈશ તે જ રાજા આપનો પ્રતિસ્પર્ધી બનશે!

જય૦ : રજપૂત! રજપૂત! તું તે બોલે છે કે બકે છે? કનોજપતિને તેં ઓળખ્યો જ નથી ત્યારે? તારાથી આ સ્વર્ગીય સુખ જીરવી શકાયું નથી ને તેથી જ તું તોરમાં આમ બોલે છે. હવે તારે જવું હોય ત્યાં જા. તું જ્યાં જઈશ ત્યાં ચડાઈ કરીને હું તારો મદ ઉતારીશ.

મલ્લ૦ : એટલું જ જોઈએ છે, મહારાજ! સુખી ક્ષત્રિયો જ એવું યુદ્ધ મેળવી શકે છે. તેઓ તામસ સુખ કદી નથી ઈચ્છતા. આ બાળક હવે રજા માગે છે.

[ મલ્લદેવ કનોજ છોડી ચાલ્યો જાય છે. ]

: ૨ :

ચિત્કાર : રે મંત્રીશ્વરો, કનોજનો અધિપતિ કયા ગુના બદલ આપણા પર ચડી આવે છે, તેનો કંઈ નિર્ણય થઇ શકે છે? અથવા આપણે હવે શો ઉપાય લેવો?

મંત્રીઓ : મહારાજ, ચડાઈનું કારણ તો કળ્યામાં આવતું નથી. અને તો એ જ કે કાં તો કિલ્લાનો આશ્રય લેવો કે પછી ભાગી જવું! કારણ, આપણી પાસે નથી પૂરતું સૈન્ય, નથી દ્રવ્ય કે નથી યુદ્ધસામગ્રી!

ચિત્કાર : પણ કિલ્લો તોડતાં તેને વાર શી લાગવાની? હવે તો એક જ ઉપાય છે, માત્ર ભાગી જવાનો!

મલ્લદેવ : મહારાજ, આપને રુચે ને ખાત્રી પડે તો કહું. મહારાજ જયચન્દ્ર કંઈ આપના પરના ગુસ્સાથી નથી ચડી આવતા. તે

આવે છે મને પકડવા. ને એનું કારણ હું તેમની સેવામાંથી આપની સેવામાં રહ્યો છું તે જ છે. માટે ભાગી જવાની કંઈ જરૂર નથી. આપ મારું પરાક્રમ તો જુઓ.

ચિત્કાર : રે, યુદ્ધ તે કંઈ વાણીના ખેલ છે? કયાં તું એકલો સુકોમળ કુમાર, ને કયાં તે કનોજીઆ સુભટો! એવું યુદ્ધ બુદ્ધિ વિરુદ્ધ કહેવાય! નાહક વિનાશ શા માટે વહોરવો?

મલ્લદેવ : વીર ક્ષત્રિયો એવાં લાભાલાભનાં લેખાં ગણતા નથી.

ચિત્કાર : ત્યારે અવિચારથી ઝંપલાવનારા પતંગિયાંની પેઠે મૃત્યુના મુખમાં હોમાઈ જાય છે. તારો ને જયચન્દ્રનો સંગ્રામ અમારાથી સાંભળ્યો જ ન જાય, તો જોયો તો શી રીતે જાય?

મલ્લદેવ : એમ હોય તો આપ સુખથી બીજે ઠેકાણે જાઓ, ને સુખી થાઓ! મને માત્ર એક હાથી જ આપતા જાઓ ને પછી સાંભળજો મારું પરાક્રમ.

ચિત્કાર : કબુલ.

: ૩ :

જયચન્દ્ર : અહો, નગરના દરવાજા બંધ છે! મને આવતો સાંભળીને જ રાજા નાસી ગયો લાગે છે. [આઘે દૃષ્ટિ કરી] પેલો કોઈ વીર પુરુષ હાથી પર ચઢીને મારા ભણી આવે છે. [ પાસે આવતો જોઈ ] કેમ રે, તું કોણ છે? ચિત્કારે સંધિ માટે મોકલેલો કોઈ દૂત કે યુદ્ધના કહેણ માટે આવેલો મલ્લદેવનો દૂત છે?

મલ્લદેવ : હું પોતે જ મલ્લદેવ છું, મહારાજ! આપની સામે લઢવાને જ આવ્યો છું.

જયચન્દ્ર : તારું મલ્લપણું સિદ્ધ થઈ જ ચૂકયું છે. પણ, તું અસહાય છે એ તારી સ્થિતિનું તને ભાન છે? હવે છાનોમાનો શરણે થઈ જા!

મલ્લદેવ : હું અસહાય નથી, રાજ! આ તલવાર, આ ઢાલ, આ હાથી, આ બખતર, બધાં જ મારાં સહાયક છે. મને શરણે થવાનું કહેવા કરતાં આપ જ શરણુ થાઓને!

જયચન્દ્ર : રે સૈનિકો, આ વાચાલ ને ઉદ્ધત છોકરાને હાલ ને હાલ જીવતો પકડી લ્યો!

[ બધા સૈનિકો મલ્લદેવ પર એક સામટા તૂટી પડે છે. તે સર્વની સાથે પરાક્રમથી લડતો કુમાર આખરે ઘવાઈને ભોંય પર પડે છે. જયચન્દ્ર તેની પાસે આવે છે. કુમારના શૌર્ય તરફ તેને પક્ષપાત થાય છે. ]

જયચન્દ્ર : [ તેને ખોળામાં લઈ પંપાળતાં ] કર્ણાટકુળની પ્રતિષ્ઠાના બીજાંકુર, વીર રાજપુત્ર, ધન્ય છે તને. તું હવે ઊગરીશ કે?

મલ્લદેવ : [ આંખો ઉઘાડી ] કોણ, મહારાજ? કહો, આ યુદ્ધમાં આપણુ બેમાંથી કોણુ જીત્યું?

જયચન્દ્ર : તું જીત્યો.

મલ્લદેવ : તે શી રીતે?

જયચન્દ્ર : અમે ઘણાએ મળી તને એકને ઘાયલ કર્યો તે જ તારી જીત છે.

મલ્લદેવ : ને મારા પરાક્રમની બરાબર કસોટી થઈ છે? હું તેમાં પાર ઊતર્યો છું?

જયચન્દ્ર : સંપૂર્ણ કસોટી થઈ છે ને તું એક વીર નર તરીકે ફતેહમંદ નીવડ્યો છે. તેં અમારા હૃદયને નમાવ્યું છે, કેવળ મસ્તકને જ નહિ; એવા તારા ઉદાર ગુણથી તું અમર છે.

મલ્લદેવ : ત્યારે તો હું જીવ્યો જ છું, મહારાજ! અને વધુ જીવીશ પણુ ખરો.

જયચન્દ્ર : વધુ જીવ! તારા પિતૃકુળને દીપાવ, અને અમ જેવા સ્નેહીઓને પરાક્રમનો ઉજ્જવલ પન્થ બતાવ.

# ચોર

## [ પ્રવેશ ૧ લો ]

કોટવાળ--જેવો હુકમ મહારાજનો !

ચોર—ત્રણને શૂળીએ ચઢાવ્યા. મારી પણ એ જ દશા થવાની. કંઈ યુક્તિ કરું. [વિચારીને] બસ, એ જ ઉપાય! અજમાવું ત્યારે!

કોટવાળ—કેમ, શું વિચારે છે ?

ચોર—હું એક વિદ્યા જાણું છું. તે મારી પાસે જ હવે રહી જશે.

કોટવાળ—એમ કહીને જીવવા માગે છે, કેમ ?

ચોર—ના, એવું કંઈ છે જ નહિ. પણ વિદ્યા ચમત્કારી છે, કોઈ લે તો સારું રાજાજી જાણે તો આ વિદ્યા લીધા વગર રહે નહિ.

કોટવાળ—ઠીક ત્યારે, હું રાજાજીને પૂછી આવું. સિપાઈઓ, એને સાચવજો !

[ જઈને પાછો આવે છે ને ચોરને લઈ જાય છે ]

## [ પ્રવેશ ૨ જો ]

રાજા—તું કઈ વિદ્યા જાણે છે ?

ચોર—સોનાની ખેતી કરવાની !

રાજા—સોનાની ખેતી ! શી રીતે થાય એ !

ચોર—સોનાનાં સરસવ જેવડાં બી જમીનમાં વવાય છે. ત્રણ માસમાં પાક તૈયાર થાય છે ને અસંખ્ય સુવર્ણ-કણ મળે છે !

રાજા—સાચી વાત છે આ !

ચોર—અન્નદાતા, મારું શું ગજું કે આપ આગળ અસત્ય બોલું !

રાજા—પણ જો તું ખોટો પડશે તો તને સખત શિક્ષા થશે.

ચોર—ભલે, નામદાર !

રાજા—જા ત્યારે, સોનું વાવી દે. પ્રધાનજી ! એને જોઇતું સાહિત્ય આપજો.

[ પ્રવેશ ૩ જો ]

ચોર—જમીન ખેડીને તૈયાર કરી છે, હવે બીજ વાવનાર કોઈ જોઈએ.

રાજા—તું નથી વાવી શકતો ?

ચોર—ના, મહારાજ !

રાજા—કારણ !

ચોર—ચોરને એવો હક ન હોય ! નહિ તો દુઃખી શા માટે થાત ?

રાજા—ત્યારે કોણ વાવી શકે ?

ચોર—જેણે કદી ચોરી ન કરી હોય તે. મહારાજ પોતે ન વાવે ?

રાજા—[મનમાં] મેં પણ પિતાથી છાનું ભાટ-ચારણોને ધન આપેલું, તે ચોરી જ કહેવાય તો ! [પ્રકટ] બીજા કોઈને કહે.

ચોર—ત્યારે પ્રધાનજી વાવે !

રાજા—કેમ પ્રધાનજી ?

પ્રધાન—અન્નદાતા, સાવ ચોખ્ખા હોવાનો દાવો મારાથી શી રીતે થાય ?

રાજા—ત્યારે બીજા મંત્રીઓ વાવે !

મંત્રીઓ—વડા પ્રધાનજીથી ઊંચા હોવાનો દાવો અમારાથી થાય જ કેમ ?

રાજા—ત્યારે ચોખ્ખું કોઈ જ નહિ ?

ચોર—એમ તે હોય, અન્નદાતા ? આપણા ધર્માધિકારીજી આ કામ કરી શકે !

રાજા—એ વાત સાચી.

ધર્માધિકારી—મારાથી એ કામ નહિ બને. બચપણમાં મારા પિતાથી છાનું ઘણું દ્રવ્ય મેં ઉડાવ્યું છે ને એવી પ્રકૃતિને લીધે અત્યારે પણ કોઈ કોઈ વાર એવો દોષ થઈ જતો હશે !

ચોર—રે ! આટલા બધા ચોર છે તો પછી મને જ શા માટે ગરદન મારો છો, બાપજી ?

[બધા હસે છે.]

રાજા—ચોરે ગજબ કર્યો ! બધા ચોર ઠર્યા તો પછી એને જ શા સારુ મારવો ? ભૂખમરાથી એ ચોરી કરે છે, બાકી એ છે તો બુદ્ધિશાળી ! [પ્રકટ] પ્રધાનજી ! એની હું નાયકની જગાએ નિમણૂંક કરું છું. એ કામ તે ઠીક કરી શકશે.

પ્રધાન—જેવી નામદારની મરજી.

ચોર—[મનમાં] બુદ્ધિબળથી મરતો બચ્યો ને અધિકારી થયો. પ્રભુનો ઉપકાર.

રાજા—આ ચોરે આપણને પાઠ આપ્યો છે. એ રાતનો ચોર, તો આપણે સૌ દિવસના ચોર છીએ. આપણે એને શિક્ષા કરી પાપથી છોડવીએ છીએ, પણ આપણાં હલકાં કામની શિક્ષા આપણને પ્રભુ તરફથી થાય છે અને તે પણ મોટી ! સ્વકર્તવ્યમાં ભૂલ એ મોટી ચોરી છે.

# પાળ તોડો

## [ પ્રવેશ પહેલો ]

'પાળ તોડો' સંપ્રદાયનો સંઘ એક ગામની ભાગોળેથી ગાતો ગાતો આવે છે.

જાગે જાગે વિરાટ પ્રાણુ જાગે
વિરાટ પ્રાણુ જાગે ને આત્મભોગ માગે—જાગે૦

ચેતન ફુંકાયું ને અગ અંગ હાલ્યાં,
નયનાં ખૂલ્યાં, દૂર અંધારાં ભાગ્યાં,
જીવંત સૌ નિજ નિજ કામ લાગે—જાગે૦

જાગી વિરાટે પાંચજન્ય શંખ ફૂંક્યા,
ગાજી દિશા, તહીં કેસરી તડૂક્યા,
ધ્રૂજ્યા માતંગ, આમતેમ વન ભાગે—જાગે૦

ચાપની પણુછ દિશ ધણુણુ ગાજે,
કૌમોદકીથી દૈત્યવર્ગ થયો પ્રાજે,
નન્દકના ચમકારે ક્રૂર હૃદય દાઝે—જાગે૦

વ્યાપકપણાથી એણે ભેદ સર્વ ટાળ્યા,
ભીતરના મેલ શોધી અન્તર સુધાર્યાં,
સ્વર્ગ-મૃત્યુનો કંઈ ભેદ નવ લાગે—જાગે૦

લહરીસેન—જરા ઊભા તો રહો. તમે બધા આમ ગાતા ગાતા ક્યાં ચાલ્યા ?

સુરેશ—ખબર નથી ? અમે નારાયણને પ્રસન્ન કરવા જઈએ છીએ.

લહરી૦—ભાંગબાંગ તો પીધી નથી ને ? નારાયણ તે કંઈ એમ રસ્તામાં પડ્યા છે તે તમને મળશે ?

સુરેશ—કથામાં નથી સાંભળ્યું કે ભગવાન સમુદ્રમાં પોઢ્યા હોય છે ? ત્યાં એમને શોધશું, ને પ્રસન્ન કરશું.

લહરી૦—પણ તે તો સૌના પર સદાય પ્રસન્ન છે. તેમને તમે શું પ્રસન્ન કરતા'તા ! છાનામાના ઘેર જાઓ, કંઈ કામ ધંધો છે કે નહિ ?

સુરેશ—અત્યારે તો આ જ અમારો ધંધો છે—ભગવાન નારાયણ ખૂબ અકળાઈ ઊઠ્યા છે, તેમને શાન્ત પાડવાનો !

મોજીલાલ—અલ્યા, આવાં અર્થ વગરનાં વાક્ય શું બોલે છે ? નારાયણ અકળાઈ જાય તો મારો ને સૌનો પ્રાણપુરુષ જ અકળાઈ જાય તો !

દિનેશ—નહિ; નારાયણ અકળાય ત્યારે જ વિરાટનો પ્રાણપુરુષ જાગે, સમજ્યા ? અમારાં વાક્યો સમજે એને અર્થવાળાં લાગે છે, ન સમજી શકે તેને શું ?

મોજીલાલ—જા, જા, ભલા માણસ ! સમુદ્રની તે પાળો બંધાતી હશે ? એ તો પોતાની મેળે જ મર્યાદામાં રહે છે. તે માઝા મૂકે ત્યારે તો આખાયે જગતને બોળી નાખે ! એને તે કોણ બાંધી શકે !

દિનેશ—અને છતાં એવા સમુદ્રને પણ બાંધવામાં આવ્યો છે. યંત્રોનું બળ સમુદ્રને ય બાંધી શકે છે, એમ સાબિત કરવામાં આવ્યું છે.

મોજીલાલ—એ તો ગજબ કહેવાય ! યંત્રોની ય અજબ શક્તિ દેખું !

દિનેશ—પણ તેથી સિંધુરાજ ઉન્મત્ત બની ગયો છે ને હવે તો તે મરજાદ મૂકવાને આતુર આતુર થઈ રહ્યો છે. તમે સમુદ્રતટ-વાસીઓ એના ઘુઘવાટમાં કઠોર અવાજ નથી સાંભળી શકતા ? અત્યારે એના ગર્જનમાં સંગીત છે જ ક્યાં ?

લહરી૦—સમુદ્રને બાંધનારા પણ ઉસ્તાદ તો ખરા હોં ! મહિમા કરતાં મહિમાવાન મોટો, એમ યંત્રો કરતાં યંત્રોના બનાવનાર જબરા, જેમણે અફાટ મહાસાગરને પણ બાંધ્યો !

સુરેશ—સમુદ્ર ધારે તો પોતાને બંધાવા જ ન દે. પણ એનો મર્યાદા મૂકવાનો સ્વભાવ નહિ, એટલે યંત્રોવાળા બાંધવામાં ફાવ્યા.

લહરી૦—ને હવે ?

સુરેશ—હવે શું ? હવે તો તેણે સાવ મરજાદ મૂકી દીધી છે. તમે નથી જોયું, મોટા તરંગો હાથ પછાડી પછાડીને ઊછળે છે ને ગાજે છે તે ?

મોજીલાલ—પણ હવે એ વળખાં નકામાં છે. એક વાર બંધાયો તે કેમ છુટે ? અને સામા બાંધનારા સમુદ્રવિજયી સુભટો ઉસ્તાદ રહ્યા !

સુરેશ—રામાયણમાં નથી વાંચ્યું હનુમાન ઇન્દ્રજીતના બ્રહ્માસ્ત્રથી બંધાયા હતા તે ? કારણ, બ્રહ્મદેવની મરજાદ હનુમાનને સાચ-વવી હતી. પણ જ્યારે બ્રહ્માસ્ત્રનો દુરૂપયોગ કરવામાં આવ્યો છે એમ હનુમાનને લાગ્યું ત્યારે તે પોતાની ઇચ્છાથી ઘડીકમાં છૂટા થઈ ગયા. એ જોઈને રાવણની આખી સભા થરથરી ઊઠી અને આશ્ચર્ય પામી કે આમ બન્યું શી રીતે ? બ્રહ્માસ્ત્રનાં બંધન ઢીલાં કેમ પડયાં ? વાનરમાં આટલી શક્તિ આવી કયાંથી ?

લહરી૦—ને એ રાવણના અવિશ્વાસનું પણ કારણ ખરું. પણ નારાયણ મુંઝાયા છે એ વાત તમને કોણે કહી ?

દિનેશ—એમાં કહેવું શું પડે? તમે નારાયણના પોકારો નથી સાંભળ્યા? એક વાર નહિ, પણ હજારો વાર નારાયણે પોકારો કર્યા છે. અમે તે સાંભળ્યા કે તરત જ ઘરબાર, મોજશોખ, બધું છોડીને નીકળી ગયા છીએ. આ પોકારો તો કંઈ દિવસોથી થયા કરે છે કે 'ઓ માનવો, આ તમારી જીવન-પાળો ખુલ્લી કરો!'

મોજીલાલ—અમે તો ત્યારે એકે પોકાર સાંભળ્યો નથી! ધારવા મુજબ અમારા પ્રદેશમાં કોઈએ નથી સાંભળ્યો! અને એમ પણ કેમ ન બને કે અમુક ભાગમાં સંભળાય ને અમુક ભાગમાં ન સંભળાય?

પ્રજ્ઞાપ્રસાદ—ત્યારે તમે કાનટોપીઓ પહેરતા હશો? પરંતુ હવે તમને પોકાર સંભળાશે. છતાં ન સંભળાય તો કાનમાં મંત્ર ફૂંકવો પડશે.

મોજીલાલ—એ તો ઘણું જ આશ્ચર્ય! એમ હોય તો અમારા કાનમાં હમણાં જ મંત્ર ફૂંકો ને!

પ્રજ્ઞાપ્રસાદ—તમારા કાન ફૂંકવાની શક્તિ હજી અમારામાં નથી આવી. અમારા સંત પાસે ચાલો. તેઓ તમારા કાનમાં મંત્ર ફૂંકશે. તમે દીક્ષા સ્વીકારશો કે તરત જ તમને નારાયણનો પોકાર સંભળાશે.

લહરી૦—[ભડકીને] ના, ભાઈ! ના. એ વાત રહેવા દો. કદાચ એ તીક્ષ્ણ ફૂંક હશે તો અમારા કાનના કાચા પડદા ચીરાઈ જશે!

પ્રજ્ઞાપ્રસાદ—ગભરાશો મા! અમારી સાથે ચાલો. એ ફૂંક બહુ જ સુખકર છે. અત્યારે તમે બહેરા છો, પણ એક ફૂંક લાગતાં જ તમારા કાન સબધા થઈ જશે. તમે કંઈ કંઈ અવાજ સાંભળ્યા કરશો.

મોજીલાલ—પણ મારા કાનના પડદા અભેદ્ય છે. એમાં તો કોઈ એવો શબ્દ પ્રવેશ કરી શકતો જ નથી. ઘણા ઘણા સંત પુરુષોએ

આ કાન ફૂંક્યા છે, પણ કંઈ વળ્યું નથી. માત્ર એ કાન સ્વાર્થ–વ્યવહારની જ વાત સાંભળી શકે છે. માટે બાપુ, અમને તો જવા જ દો. અમારી જ જંજાળમાંથી અમે છૂટી શકીએ એમ નથી.

દિનેશ—એક વાર ચાલો તો ખરા, પછી જુઓ કે કાન સાંભળી શકે છે કે નહિ, જંજાળ તૂટે છે કે નહિ? સંતના નામથી ફૂંક મારીને અમારા ગુરુ ભાઈઓએ પણ ઘણાના કાન સરવા કર્યા છે ને જંજાળો તોડી છે. [સૌ સાથે જાય છે.]

## [ પ્રવેશ બીજો ]

[ દક્ષિણાપથથી નવયુવકોનું એક ટોળું ગાતું ગાતું આવે છે ને થાણા ના સૈનિકો ગુસ્સે થાય છે. ]

કે પાળ સમુદ્રની તૂટે ને બંધન સૌનાં છૂટે,
દડ દડ રસ વહી જાયે ને સૂકાં લીલાં થાયે;

એ પાળ થકી અકળાયા, નરનારાયણ ખીજાયા,
એણે અન્તર સાદ સુણાવ્યા, ઘર ઘરથી વીરો ધાયા;

દીધી છે સન્તે દીક્ષા, ને અખૂટ અભયની ભિક્ષા,
ભીડયાં દ્વારો ઉઘડશે,ને પ્રવાસીનો ભય ટળશે.

પહેલો સૈનિક—ચૂપ કરો, નાદાન બાળકો! સમુદ્રની પાળ તોડવી એ બચ્ચાંના ખેલ નથી. મોટાં મોટાં યંત્રોની અપ્રતિહત શક્તિથી એ રક્ષાએલી છે. એ બાંધતાં અનેકનાં બલિદાન દેવાં પડયાં છે. એ પાળમાં હવે એક પણ છિદ્ર પાડી શકાય એમ નથી. આ સમુદ્રવિજયી સુભટો નાદાન બાળકોનાં પણ આવાં વેણ હવે પછી નહિ સાંખી શકે. આમ ગાતા ફરવાથી સમુદ્રની પાળ તૂટી જશે? જોયાં આ જીવલેણ યંત્રો?

પહેલો યુવક—ક્યાં છે એ જીવલેણ યંત્રો? અમને તો કશું જ દેખાતું નથી.

બીજો સૈનિક—નથી દેખાતી આ શતઘ્ની? એના વિકરાળ મોંમાંથી નીકળતા ભયંકર શબ્દે તમારા કાન ફૂટી જશે. આ એક મહાન અગ્ન્યસ્ત્ર છે. એમાંથી અંગારા જેવા ગોળા વછૂટશે ને સેંકડોનો ઘાણ કાઢી નાખશે. ત્યારે સૌ જીવ લઈને નાસશો.

ત્રીજો સૈનિક—અને જોઈ આ ભૂશુંડી? કેવી કરાળ સાપણ જેવી છે!

બીજો યુવક—તમે જેને વિકરાળ, જીવલેણ ઇત્યાદિ વિશેષણો લગાડો છો તે તમારાં યંત્રો અમને તો જાણે નિર્જીવ અને ઝાંખાં લાગે છે. અમને કશો જ ડર લાગતો નથી.

ત્રીજો યુવક—શાનો ડર લાગે! અગ્ન્યસ્ત્રની સામે ધરવા આપણી પાસે વારુણાસ્ત્ર તૈયાર જ છે. અને એ સાપણ ભૂશુંડીને આપણું ગરુડાસ્ત્ર ગળી જશે.

પહેલો યુવક—એ બધો સંતનો પ્રતાપ છે. જ્યારથી દીક્ષા લીધી છે ત્યારથી આપણે નિર્ભય થઈ ગયા છીએ. એ સંતનો મંત્ર તો એક મહાન મંત્ર છે.

[ અનુકરણદાસ, બીકણદાસ વગેરેનું ટોળું પ્રવેશ કરે છે ]

અનુકરણ૦—ચાલો ભાઈ, સંતના ચેલાઓને જોઈએ; ઘડી ગમત થશે.

પચ્છમબુદ્ધિ—કેમ ભાઈઓ, ક્યાં ચાલ્યા?

પહેલો યુવક—અમારા વેષ પરથી અટકળ કરી શકતા નથી?

અનુ૦—ખાદીધારી છો, એટલે દીક્ષિત તો હશો જ. અને એ પરથી અટકળ બાંધી શકાય કે સમુદ્રની પાળ તોડવા જતા હશો.

બીકણદાસ—ઓ બાપ! સમુદ્ર એમને પાળ તોડતાં જ ભરખી જશે, એનો વિચાર એમણે કર્યો છે?

પશ્ચિમ—પછી વિચાર કરશે. [વિદ્યાર્થીઓને] પાળ તોડે તમને શો લાભ થશે ?

બીજો યુવક—લોકનાં જીવન નીરસ થઇ ગયાં છે. તેમને સમુદ્રના રસ વડે ફરી રસવાળાં બનાવીશું. જુઓને, તમારામાં લાવણ્ય જ ક્યાં છે ? લવણ વિના લાવણ્ય શાનું ?

બીકણદાસ—અલ્યા, મારામાં પણ તને કાંઈ લૂણ નથી દેખાતું ? મારું જીવન નીરસ છે એમ કોણ કહી શકશે ?

ત્રીજો યુવક—નથી જાણતા, વરાહને ખાબોચિયાનાં પાણીમાં પણ મઝા પડે છે ! આ ઉપરની ટાપટીપમાં લાવણ્ય નહિ, પણ કાર્પણ્ય દેખાય છે !

પહેલો યુવક—ચાલો, ભાઈ ! ચાલો, આપણો વખત જાય છે. [ટોળાને ઉદ્દેશીને] ને આપ સૌ પણ અમારી સાથે ચાલો ને ભગવાન નારાયણની અકળામણ ટાળો. જુઓ, સાંભળો, તેઓ પોકાર કરી રહ્યા છે.

અનુકરણદાસ—તમે તમારે સાંભળ્યા કરો. બહારથી બીજી બૂમો ક્યાં ઓછી પડે છે કે આવી બૂમ સંભળાય ! આ તો નગારામાં તતૂડીનો અવાજ !

બીજો યુવક—એ તમારા ઢોલ હમણાં બંધ કરવા પડશે ને એ સૂરીલી શરણાઇનો અવાજ સાંભળવો પડશે. આખરે પણ સાંભળ્યા વગર છુટકો નથી જ.

પશ્ચિમબુદ્ધિ—પણ તમારી પાસે એવાં સાધનો શાં છે કે જેથી તમે સમુદ્રની પાળ તોડી શકો ? સમુદ્રવિજયી સુભટોએ તમારી પાસે રહેવા શું દીધું છે ? કઈ શક્તિ પર ઝઝૂમશો એ તો કહો ?

બીકણદાસ—પણ અલ્યા, ઘરમાં કોદાળા ને પાવડા તો હતા કે નહિ ? તે તો સાથે લેવા'તા !

પહેલો યુવક—સંતનો પવિત્ર ઉપદેશ છે કે બહારનાં કોઈ પણ સાધનોને અધીન અમારે થવું નહિ. નોંધારાનો આધાર ભગવાન છે. અમારી દીક્ષા અમારું મોટું સાધન છે. એના પ્રભાવે, ધુંધવાઈ રહેલો સહસ્ર ફણાવાળો અનન્તશક્તિ શેષ એકદમ ઊછળી ઊઠશે.

અનુ૦—એ વળી કઇ દીક્ષા ? દીક્ષાના ય અહીં તોટા ક્યાં છે ? નવસેં નવ્વાણું તો કે' હજાર !

બીજો યુવક—અમારી દીક્ષા એવી નિરર્થક હસી કાઢવા જેવી નથી.

પચ્છમબુદ્ધિ—કહો ત્યારે તમારી દીક્ષાનો અર્થ, એટલે અમે પણ જાણીએ કે એ દીક્ષા છે કે ભિક્ષા !

અનુકરણદાસ—અને ભિક્ષા હોય તો આપણે તો રસ્તો જ માપીએ. આપણાથી કાંઇ નહિ. આ તો ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો !

બીજો યુવક—અમારી દીક્ષા એ સત્યની દીક્ષા છે.

બીકણદાસ—સત્યની તે વળી દીક્ષા હોય ? ‘ સત્ય ’ તો એક સર્વસામાન્ય ધર્મ છે.

ત્રીજો યુવક—શું ત્યારે જે અમુક વાડામાં જ મનાય તેનું નામ દીક્ષા ?

અનુ૦—પણ સત્યના તમે એકલા જ માલિક કેમ બની બેઠા ?

પહેલો યુવક—માલિક નહિ, ઉપાસક. સત્યમાં સૌ માને છે એ ખરું, પણ અમે માનીને આચરીએ છીએ એટલું વિશેષ. જાણો છો ને, પાળે એનો ધર્મ ? એ ધર્મને અમે હવે વિશ્વવ્યાપક બનાવવા માગીએ છીએ.

અનુ૦—વાત તો સાચી છે, પણ કામ બહુ કપરું !

પહેલો યુવક—કપરું યે નથી ને અઘરું યે નથી. સહેલામાં સહેલું ને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે. એ એક સાધન જેણે મેળવ્યું તેને અન્ય સાધનની પછી જરૂર રહેતી નથી.

પચ્છમ૦—'સત્ય 'થી કંઈ પેટ નહિ ભરાય. જાઓ, ભાઇ ! જાઓ, તમે તમારે સત્યની ઉપાસના કર્યા કરો.

અનુ૦—પણ આમણે તો સમુદ્રની પાળ તોડતાં આપણાં ભેજાંની પણ પાળ તોડી નાખી ! આ લોકોનું વચનબળ એટલું બધું છે કે ગમે તેવોય એમની સાથે નાચવા મંડી પડે.

પચ્છમ૦—તો શું અમસ્તા એમની પાછળ હજારો લોક તણાતા હશે !

બીકણુદાસ—તમે બધા ઢીલા થતા લાગો છો. પણ આ બીકણુદાસ તમારું બહાદુરીથી રક્ષણ કરશે. ચાલો, નારાયણની બૂમ સાંભળતાં પહેલાં આપણે તો કુટુંબની બૂમ સાંભળવી પડશે.
[ બધાઓને તે ખેંચીને લઇ જાય છે. ]

પહેલો યુવક—જાઓ, ભાઈઓ ! જાઓ. હમણાં નહિ તો પાછળથી પણ તમારે અમારી પાછળ આવવું જ પડશે. [ બધા ગાતા ગાતા આગળ ચાલે છે ]

## [ પ્રવેશ ત્રીજો ]

[લહરીસેન, મોજીલાલ વગેરે ઊભા છે ત્યાં બૂમો પાડતો બીકણુદાસ પ્રવેશે છે.]

બીકણુદાસ—ગઈ ! ગઈ !

લહરીસેન—શું ગઈ ? તારી બુદ્ધિ ?

બીકણુદાસ—[ કૂદકા ભરતો ]—તૂટી ગઈ! તૂટી ગઈ!

લહરીસેન—શું તૂટી ગઇ ? તારા ભેજાની સાંકળ !

અનુકરણુદાસ—[પ્રવેશી]—અરે, જુઓ, જુઓ, મોટાં મોટાં યંત્રોની શક્તિ તૂટી ગઇ, સમુદ્રની પાળ તૂટી ગઈ! ભગવાન નારાયણ પ્રસન્ન થઈ ગયા !

મોજીલાલ—હેં, શું કહે છે ! રાક્ષસી યંત્રો નકામાં થઇ ગયાં ?

અનુકરણુ—નકામાં તો શું, ખલાસ થઇ ગયાં ! દીક્ષિતોની નજર પડી કે યંત્રોનુ બળ ઓસરી ગયું, યંત્રોના ટુકડે ટુકડા થઇ ગયા. ને એ કોણુ જાણે ક્યાં સમુદ્રમાં ગેબ થઈ ગયાં !

બીકણુદાસ—ગજબ કર્યો ભાઇ આ છોકરાઓએ !

પચ્છમબુદ્ધિ [ ગણી ગણી ને પગલાં ભરતો પ્રવેશે છે ]—હેં, પાળ તૂટી ગઇ ? ખરી વાત છે આ ?

બીકણુદાસ—અરે, દોસ્ત પચ્છમ બુદ્ધિ ! સમુદ્રની પાળ તો તૂટી એ તૂટી, ભેગી મારી બુદ્ધિની પાળ પણ તૂટી ગઈ !

પચ્છમબુદ્ધિ—એટલું બધું ?

અનુકરણુ—આપણે તો ભાઈ, આજથી એ છોકરાઓના ચેલા થઇને બેસવાના. એ 'પાળ તોડો' વાળા સાચું કહેતા હતા કે નારાયણુ ભગવાન કોપ્યા છે. ભગવાનને પ્રસન્ન કરવાનો ઇલાજ એમને જડયો એની ના નહિ.

મોજીલાલ—તો અનુકરણદાસ, કરો એમનું અનુકરણ.

અનુકરણ—[કઢંગી ઢબે ગાય છે, બીકણદાસ એમાં સુર પુરાવે છે.]

જાગે, જાગે, વિરાટ પ્રાણ જાગે
વિરાટ પ્રાણ જાગે ને આત્મ ભોગ ભાગે—જાગે૦

લહરીસેન—મને ય એ છોકરાઓનું કહેવું હવે સમજાવા લાગ્યું છે. જડ યંત્રોના ગુલામ બની આપણે આપણી બુદ્ધિ ગુમાવી દીધી હતી. હવે કેવો સ્વતંત્ર પવન વાવા માંડ્યો છે! આહા હા! મગજમાં ખુમારી ચઢી જાય છે.

મોજીલાલ—મને તો જાણે નાચવાનું મન થઈ જાય છે.

[ સુરેશ, દિનેશ, પ્રજ્ઞાપ્રસાદ ગાતા ગાતા પ્રવેશે છે. ]

પાળ તોડો, પાળ તોડો, પાળ તોડો,
સમુદ્રપાળ તોડો,
ગુલામી પાળ તોડો!
પાળ તોડો, પાળ તોડો, પાળ તોડો...

કોણ રૂએ, કોણ રૂએ, કોણ રૂએ?
રૂએ તે જીવ ખુએ,
શું ઊંઘશો હજુએ?
પાળ તોડો...
સમુદ્ર પાળ તોડો,
ગુલામી પાળ તોડો,
લો હાથમાં હથોડો,
હો વીર, પાળ તોડો!
પાળ તોડો, પાળ તોડો, પાળ તોડો.

[પાછલી લીટીઓ સૌ સાથે ગાવા લગે છે, ને ગાતા ગાતા ચાલ્યા જાય છે.]

[ પડદો

# આપણા માસ

કાર્તિક માસનું નામ તારકાસુરને હરાવનાર મહાદેવના પુત્ર કાર્તિક સ્વામીના નામથી રાખવામાં આવ્યું છે. એક સમયે આ માસ વર્ષની આખરનો માસ ગણાતો. વિક્રમે શક લોકોને હરાવ્યા ને તેનો સંવત શરૂ થયો, ત્યારથી કાર્તિકથી વર્ષની શરૂઆત થઈ. આ માસ [કૃત–કાપવુ] કાપણીનો માસ કહેવાય છે. લોકો ઘાસ અને ચોમાસુ અનાજની કાપણી કરે છે.

માર્ગશીર્ષ. એના દેવ ચન્દ્ર છે. ચન્દ્રનું નામ મૃગાંક છે. આ માસની પૂનમે તે મૃગશીર્ષ નક્ષત્ર પર હોય છે. એક વાર આ માસ વર્ષની શરૂઆતમાં આવતો. તેનું નામ આગ્રહાયણિક (અગ્ર+હાયન+ઇક) વર્ષની શરૂઆતનો માસ—એવું હતું. આપણે વર્ષારંભના દિવસે સાયણી કહીએ છીએ, એનું ખરું નામ હાયની છે. ગીતામાં પણ ભગવાન કહે છે કે 'માસોમાં હું માર્ગશીર્ષ છું.' આ માસ ઊજળો માસ છે.

પૌષ. આ માસ પોષણનો ગણાય છે. શરીરનું પોષણ વસાણાથી ને ખેતીનું પોષણ પાણીથી કરવામાં આવે છે. એની પૂર્ણિમાએ ચન્દ્ર પુષ્ય નક્ષત્ર પર હોય છે. એનો દેવ પુષ્ય (ગુરુ) છે. આ માસને જ ધનુર્માસ કહે છે. લોકોની જઠરાગ્નિ ખૂબ પ્રદીપ્ત રહે છે, ખોરાક પણ ઠીક લેવાય છે. આ માસમાં ગુલાબી ઠંડી પડે છે.મકરસંક્રાન્તિ અથવા ઉત્તરાયણનો આ માસ છે. સૂર્ય હવે ઉત્તર તરફ યાત્રા કરે છે. ઉત્તર ધ્રુવમાં ઉષઃકાળ ખીલે છે.

માઘ અથવા માહ માસ. આ (મઘ્–વિકસવું) વિકાસનો માસ છે. વસંતપંચમી આ માસમાં આવે છે, ને કુદરતના વિકાસની ફરીથી શરૂઆત થાય છે. આંબે મોર આવે છે, નવાં ફૂલ ખીલે છે, ખેતરોમાં ઊભાં ધાન્ય ઉંબીઓથી હીલી રહે છે, કેસૂડાં ખીલે છે.

ફાલ્ગુન અથવા ફાગણ. આ માસ ફલ્ગુ–નિવૃત્તિનો માસ છે. આ માસમાં લોકો વસંતોત્સવ ખેલે છે. સૃષ્ટિ દેવીના સૌભાગ્યનો આ માસ છે. એના દેવનું નામ ભગ એટલે સૌન્દર્ય અને પ્રેમ છે.

ચૈત્ર અથવા વસન્તમાસ. આ માસમાં સૃષ્ટિ ચિત્ર–વિચિત્ર દેખાય છે. એને મધુ માસ કહે છે. ફૂલોમાંથી મધ ઝરે છે. પ્રાણીઓનાં શરીર ગુલાબી બને છે. ભગવાન સૂર્યનારાયણ વિષુવર્બિંદુ પર મેષ સંક્રાન્તિ પર આવે છે. રાત્રિઓ રૂપેરી ચાંદનીઓથી ખીલી રહે છે. આ માસમાં નવરાત્રના તહેવાર આવે છે. આ માસમાં નવું શક વર્ષ શરૂ થાય છે. શાલીવાહનનું એ સંભારણું છે. સૂર્ય ભગવાન હવે ઉત્તરગોલ તરફ પ્રગતિ કરે છે, ને ઉત્તર ધ્રુવમાં દિવસ ઊગે છે, એ દેવોનો દિવસ કહેવાય છે. આ માસમાં દેવ દિવાકર (સૂર્ય) છે. ગીતામાં ભગવાન કહે છે: 'ઋતુઓમાં કુસુમાકર (વસંત) હું છું' તે આ માસ. આ માસ ચિત્+રા ચેતન આપનારો છે. જ્યાં જુઓ ત્યાં ચેતન ઉભરાતું દેખાય છે. એની પૂનમે ચન્દ્ર ચિત્રા નક્ષત્ર પર હોય છે. કોયલો આમ્રશાખા પર ટહૂકે છે. ભગવાન રામચંદ્રના જન્મનો આ માસ છે.

વૈશાખ. એના દેવ વિશાખ—અગ્નિ છે. સૂર્યનો તાપ અગ્નિ જેવો વરસે છે. ધૂળના વંટોળ ઊડે છે. ગરમા ગરમ લૂ વાય છે. ફળો પાકી જાય છે. વૃક્ષશાખા પર પાંદડાં સુકાઈ જાય છે અને પક્ષીઓ પણ ટકી શકતાં નથી. રસ ખાવો ખૂબ ગમે છે. સૂર્ય પૃથ્વી પરથી બધો કસ કિરણો દ્વારા ચૂસવા માંડે છે. દિનનો અંતભાગ રમણીય લાગે છે.

જ્યેષ્ઠ અથવા જેઠ. આ માસના દિવસો જ્યેષ્ઠ—લાંબા હોય છે. એના દેવ પણ જ્યેષ્ઠ—ઇન્દ્ર. પૂનમે ચન્દ્ર પણ જ્યેષ્ઠા નક્ષત્ર પર હોય છે. ગ્રીષ્મ ઋતુના આ દિવસો પ્રાણીઓને ખૂબ અકળાવે છે.

આષાઢ. એનો દેવ અષાઢા—જલ છે. વર્ષાઋતુનો આ માસ

છે. વરસાદ મૂશળધાર વરસે છે. આષાઢમાં સૂર્ય દક્ષિણાયનનો થાય છે. આ માસથી પણ નવું વર્ષ ગણવાનો એક વખત રિવાજ હતો. ઉત્તર ધ્રુવમાં દિવસ આથમે છે—દિવાસો થાય છે, બે માસ ત્યાં સંધ્યાકાળ રહે છે.

શ્રાવણ શ્રવે છે. વરસાદની ફરફરથી જગત છંટાય છે. ભગવાન શ્રીકૃષ્ણના પ્રાકટ્યનો આ માસ છે. વાદળથી સૂર્ય ઢંકાએલો રહે છે.

ભાદ્રપદ અથવા ભાદરવો. એના દેવ भाद्रपद—શિવ છે. પથ્ય ન જાળવનારને શિવની સેના—તાવ તરીઓ વગેરે પીડે છે. પથ્ય જાળવનાર માટે આ માસ ભાદ્રપદ—કલ્યાણરૂપ છે. વરસાદ ખૂબ ગાજે છે. લોકો કહે છે હાથીઓ ગાજ્યો.

આશ્વિન અથવા આસો. એના દેવ અશ્વિનીકુમારો છે. એ સુન્દરતાના દેવ છે ને આસો માસ પણ સુન્દરતાનો માસ છે. સૂર્ય ભગવાન તુલા રાશિ પર—વિશુવબિંદુ પર આવે છે ને ગોળ બદલે છે એટલે દક્ષિણ ગોળ પર ફરવા માંડે છે. ઉત્તર ધ્રુવમાં દેવોની રાત્રિ શરૂ થાય છે. ચૈત્ર માસની પેઠે સૃષ્ટિમાં નવું સૌન્દર્ય દેખાય છે. કમળ, મલ્લિકા વગેરે પુષ્પો ખીલે છે. રૂપેરી ચાંદનીથી રાત્રિઓ ખીલી રહે છે. લોકો શરદુત્સવ ઊજવે છે. નવરાત્રના તહેવારો પળાય છે. ગરબે ગરબે રાસ ગવાય છે. આ શરદની રાત્રિઓ જ ભગવાનની રાસક્રીડાની રાત્રિઓ છે. આખી કુદરત અત્યારે રાસ ખેલતી લાગે છે. આ માસથી ક્ષત્રિયો વિજયયાત્રા શરૂ કરતા. વિજયાદશમી એનું સંભારણું છે. આ માસના દેવ વૈદ્યો (અશ્વિન કુમારો) છે. વૈદ્યોને પણ ધંધો ઠીક ચાલે છે. આ માસમાં તંદુરસ્તી જાળવવા વ્રત ને આનંદની જરૂર છે. માટે જ શક્તિની ઉપાસના માટે નવરાત્ર અને આનંદ માટે દીવાળીના તહેવારો ઉજવાય છે. વર્ષ અહીં પૂર્ણ થાય છે. આપણું આખું આ વર્ષ એટલે દેવોનાં એક જ દિન-રાત.

# ખડ ખડ પાંચમ

શિશિરનું રાજ્ય જામ્યું'તું ને હિમ હવે વિરામ્યું'તું. પવન સુસુસુસુ કરતો સુસવાતો'તો. વેલીઓનાં પાન ખરરર ખરરર સરતાં'તાં. ઓષધિ અને ઘાસ સુકાતાં'તાં. પાંદડાં આમથી તેમ દોડતાં 'તાં. દડબડ દડબડ ..ને સામો ઊભો સરગવો સરસ હસતો'તો : ખડ ખડ ખડ ખડ'. એક તો ઊંચો, ફાલ્યો–ફૂલ્યો, ને લાંબી લાંબી શીંગોથી ભરપૂર હતો એટલે એને ગર્વ થયો 'તો. એનું એ ખડ ખડ ખડ ખડ ! પૂંઠે ઊભા પવન દેવ સાંભળતા હતા. એ ખડખડ તો બંધ જ ન થાય, એટલે પવનદેવ થયા તીખા ને તરેરા. તેમણે ઝપાટો લગાવ્યો. ને ખડ ખડ ખડ ખડ કરવાથી ઢીલાં થયેલાં પાન સરવા માંડયાં ખરર ખરર શીંગો ગઈ સૂકાઈ ને હાડ બોલવા માંડયાં, કડડ...કડડ...

સામે જ ઊભા'તા સાદડ ને સાગ. એમને આ જોઈ થયું કૌતક ને તેમણે છૂટે મોંઢે ખી ખી ખી ખી ખી કરવા માંડયું. થોડી વાર તો પવન દેવે પણ એમાં સૂર પૂર્યો હી હી હી હી હી. પછી પવનનો એવો તો ઝાપટો ચાલ્યો કે ઓહાક ! ઓહાક ! કરતાં તેમનાં પાનખ રવા માંડયાં. બિચારી શીંગોનું કંઈ પણ ન ચાલ્યું એટલે તે તો પવનને 'કડાક કડાક' કરતી કડાકા આપવા લાગી. બીજું શું કરે ?

ત્યાં દૂર ઊભેલા ખાખરને ચઢી ગયો ગર્વ. 'હું ઠીંગુજી કેવો સારો! મોટા ખોટા સર્વ!' સામો ઊભો'તો આકડો. તે આ સાંભળીને બોલ્યો: 'છાનો, અલ્યા છાનો મર! પૂંઠે ઊભો વાયુ સુણે હરે તારો ગર્વ!' પણ ફૂટતાં કેસૂડાંના રંગે રંગાએલા ખાખરભાઈ શાના સુણે! પવને એમનીયે ઝાટકણી કાઢી. ખાખરભાઈ ઢીલા થઈ ગયા.

પણ **परोपदेशे पाण्डित्य** દેખાડનારા આકડાભાઈયે ભાન ભૂલ્યા. કારણ, તે ફૂલોની માળાથી શણગારાયા હતા, ને વરણાગીમાં વાંકા થયા હતા. ખાખરનાં પાન ખરતાં જોઈને તેમણેય ફૂખ ફૂખ ફૂખ ફૂખ ફૂખ કરવા માંડ્યું. ને ઝપાટ મારી પવને તેમનું પાન તોડ્યું. એક ખર્યું, બે ખર્યાં; ત્રણ ખર્યાં. તેમની દશા જોઈ વાડમાંથી ઊડતાં લલેડાંએ લલકાર્યું: 'લે લે લે લે લે!' બાંકા આંકલાભાઈની પણ એ જ દશા થઈ.

પીપળો ત્યાં દૂરથી બોલ્યો: 'મને નથી ડર. કુંણાં ચળકતાં ને લીસાં મારાં સારાં દલ!'

વડ બોલ્યો: 'તું બટકબોલો, કરે નકામો શોર! લપ લપ લપ લપ કર્યા કરે છે, જોજે મારું જોર!'

આંબો કહે: 'મુજ ગંભીર આગળ આ શો તમારો તોર?'

આ પવિત્ર ને મોટેરાંની વાત પવને સાંભળી. એને થયું આમને ય વળી અભિમાન થયો? પછી તો તેણે તેમને પણ ખંખેર્યા. એટલે સામા શીમળા પરથી હોલાભાઈ બોલ્યા: 'હું તો કે'તો'તો! હું તો કે'તો'તો!' શેમળો ભાઈ પણ ક્યારના ખંખેરાઈ ગયા હતા. ગર્વ કોનો રહ્યો છે?

અરે, પેલા સામે કોણ ખી ખી ખી ખી ખી કરી રહ્યા છે? ઓહ, એ તો અશોકભાઈ? એમને ય અભિમાન થયો કે? ત્યાં તો પાછળથી પવને એક થાપટ લગાવી જ તો. ને ગુપચુપ એક પાનું ખરી પડ્યું. બીજા કોઈ વૃક્ષે આ વાત ન જાણી. એટલે વળી તેમણે

તો માંડ્યું: ખી ખી ખી ખી ખી ! વળી બીજી ઝપાટ પડી ને એક પાન ખર્યું. લપડાક પડે, ભાન આવે, વળી પાછા ભાન ભૂલી જાય. થોડાં પાન ખર્યાં એટલે અશોકભાઈ મનમાં તો સમજ્યા. પણ બહા-રથી તેમણે તમાચો ખાઇને ય ગાલ રાતા રાખ્યા.

પણુ પેલાં આમલીબાઇ ને લીમડાભાઈ કેવાં મલકી રહ્યાં છે, જુઓ તો ખરા! પણુ પવન જોઈ રહ્યો છે હોં! લ્યો, પવન એમને પણુ ખંખેરવા લાગ્યો જ તો! શું કરવા મલકાતાં'તાં ત્યારે ભા!

અને પેલા હજી ખેમ કુશળ રહીને ખડ ખડ ખડ ખડ ખડ કરી રહ્યા છે તે કોણુ વારુ ?

એક તો મહુડોભાઈ ને પેલા બીજા તે કેરભાઈ. ત્યાં તો જેમને વીત્યું હતું એવો ગુલરભાઈ બોલ્યો જ તો : 'ધીરા ભા ધીરા. આજ અમારો તો કાલ તમારો વારો! જેટલું વધારે હસશો તેટલા વધુ ખંખેરાશો. એ તો પારકી પંચાત સૌને ગોળ શી ગળી લાગે, વીતે એટલે ખબર પડે. ગઇ સાલની વાત ભૂલી ગયા કે? એક ય પાંદડું ન હતું તે દહાડે ?'

આ ખડ ખડ પાંચમ થોડા દહાડા ચાલી. ગર્વ કરનારાં બધાં ખંખેરાઇ ગયાં. સૌ સાદાં ને સીધાં થઈ ગયાં. પ્રકૃતિ માતાએ પોતાનાં સંતાનોને સુધારવા થોડા દહાડા તપ કરાવ્યું ને પછી સૌને માટે નવા વાઘા લઈ વસન્તને મોકલી આપ્યો.

# હું નચેં કેમ?

આજે શું બન્યું અને કાલે શું બનશે તેની મને ચિંતા નથી, તેથી હું નચેં છું.

સુખ-દુઃખ, માન-અપમાન, લાભ-અલાભ, વગેરેથી મને હર્ષ શોક થતો નથી, માટે હું નચેં છું.

સંજોગોને હર્ષથી હું સ્વીકારી લઉં છું, બન્ને હાથ જેમ મારે સમાન છે, તેમ અર્થ-અનર્થને પણ હું સમાન ગણું છું, તેથી હું નચેં છું.

જ્યારે જ્યારે હું કાંઈ જાણું છું ત્યારે ત્યારે તે વિષે હું સંપૂર્ણ વિચાર કરું છું, વગર વિચાર્યે હું કાંઈ કરતો નથી, તેથી હું નચેં છું.

મારી સત્તાનો હું દુરુપયોગ કરતો નથી, કોઈના પર નકામો હુમલો કરતો નથી, ગમે તેટલું દુઃખ પડે તો પણ હું ખેદ કરતો નથી, દરિદ્ર હોઉં તો પણ મનોરથ કે સ્પૃહા કરતો નથી, તેથી હું નચેં છું.

બીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી થાઉં છું. કોઈની ઇર્ષ્યા કરતો નથી. અક્કડની સામે અક્કડ બનતો નથી, કોઈ સાથે અથડાતો નથી, તેથી હું નચેં છું.

પેટને પૂછીને ખાઉં છું, નહિ કે મોંને પૂછીને! જોઈને ડગલું ભરું છું. ગાળીને પાણી પીઉં છું. શક્તિ અનુસાર કામ કરું છું. વહેલો સૂઉં છું અને વહેલો ઊઠું છું, તેથી હું નચેં છું.

ઓછું બોલું છું. સાચું બોલું છું. સદાચાર પાળું છું. ધનનો સદુપયોગ કરું છું. અપાત્રને વિદ્યા આપતો નથી. અંતરથી સૌને ચાહું છું, તેથી હું નચેં છું.

બધાંને સ્નેહભરી દૃષ્ટિથી જોઉં છું, નિમકહરામ બનતો નથી, વિષમતા મને ક્યાંયે જણાતી નથી, જેવું હોય તેવું કહી દઉં છું, અઠારી મઠારીને બોલતો નથી, તેથી હું નચેં છું.

# ભોજન વિજ્ઞાન

ભોજનના વિષયમાં પૂર્વ અને પશ્ચિમના વિજ્ઞાનમાં એક મોટો તાત્ત્વિક ભેદ રહેલો છે. પશ્ચિમનું વિજ્ઞાન ભોજનના વિષયમાં કઈ વસ્તુમાં કયું અને કેટલું રાસાયણિક દ્રવ્ય છે એનો નિર્ણય કરીને જ અટકી જાય છે. તે એટલું જ સમજાવે છે કે જેમાં કેલ્શિયમ, પ્રોટીન, વિટામિન, આદિ વિશેષ હોય તે ખાદ્ય, અને જેમાં તે દ્રવ્યો ઓછાં હોય તે અખાદ્ય. પરંતુ ભોજનવિધિ વિશે એમાં કાંઈ જ ઉલ્લેખ નથી, તેમ દેશ-કાલ પ્રમાણે ભિન્નભિન્ન પ્રકારનાં ભોજનોની વ્યવસ્થા પણ તે કરી શકતું નથી; ભોજન વિષયમાં હજુ પણ ત્યાંના વિદ્વાનો એકમત થયા નથી. ત્યારે હવે આપણે ભોજન વિશે પૂર્વનું (હિંદનું) વિજ્ઞાન કેવું છે તે ટૂંકમાં જોઈએ.

આપણે અહીં ભોજનવિધિ યજ્ઞ જેવી એક પવિત્ર ક્રિયા ગણાય છે. આપણા ભોજનમાં કેવળ પેટપોષણનો હેતુ નથી, પરંતુ આત્માસ્વરૂપ ભગવાનની પૂજાનો ઉદ્દેશ છે. અને તેથી જ અહીં ભોજનવિધિનો વિચાર વિસ્તારથી કરવામાં આવ્યો છે.

**સ્થળ આદિની શુદ્ધિ :** ગમે તે જગાએ બેસીને જમાય નહિ. જમવાનું સ્થળ પવિત્ર, એકાંત, અને જલ વગેરેથી શુદ્ધ કરેલું હોવું જોઈએ. આપણો દેશ ગરમ છે. ગરમ પ્રદેશમાં ધૂળનાં પરમાણુ અથવા રજ:કણોની ગતિ વિશેષ હોય છે એમ અત્યારનું સાયન્સ પણ કબૂલ કરે છે. જો ભોજન સાથે તે પેટમાં જાય તો અનેક રોગો જન્મે છે. તેથી તેના અટકાવ માટે ભોજનનું સ્થળ લીંપી નાખવું કે જળથી છાંટી નાખવું જોઈએ. જમનારે પોતે પણ નાહી-ધોઈને પવિત્ર બનવું જોઈએ. ભોજનની વસ્તુઓ પવિત્ર અને સાત્ત્વિક હોવી જોઈએ. રસોઈનાં વાસણો પણ માંજેલાં ને સ્વચ્છ પાણીથી ધોઈને પવિત્ર બનાવેલાં જોઈએ.

**દિશાનિર્ણય :** પૂર્વમુખ કે દક્ષિણમુખ બેસીને ભોજન કરવું ઉત્તમ છે. તેથી આયુષ ને આરોગ્ય વધે છે. એક પાશ્ચાત્ય દાક્તર કહે છે કે ઉત્તર તરફ મુખ રાખીને જમવાથી વીજળીનો પ્રવાહ નસોની મારફત અતિ વેગથી ને વિસ્તારથી વહેવા માંડે છે, ને તેથી પાચન-ક્રિયામાં મન્દતા આવે છે, તેમ આયુષ વધતું નથી. માટે ઉત્તરમુખે બેસી ન જમતાં પૂર્વ કે દક્ષિણ મુખે બેસીને જમવું લાભકારક છે.

**નાહ્યા પછી ખાવું :** જેમ લોહીની ગતિ મધ્યમ તેમ પાચન-ક્રિયા સબળ. માટે જમતાં પહેલાં સ્નાન કરવું. વધારે નહિ તો હાથ પગ ને મોં ધોઈને જમવા બેસવું જોઈએ. વળી મનુષ્યના શ્વાસની ગતિ સાધારણ રીતે ૧૨ આંગળ હોય છે. પરંતુ ભોજનકાળે વધીને તે ૨૦ આંગળ થાય છે, શ્વાસની અધિક ગતિથી આયુષ ઘટે છે ને યોગ્ય ગતિથી વધે છે. ખાનાર જો અતિઆસક્તિથી ખાય કે સ્નાન કર્યા વિના ખાય તો શ્વાસની ગતિ વધુ હોવાને લીધે જઠરમાં દોષ પેદા થઈ તેનું આયુષ ઘટે છે. જમવામાં અતિ ઉતાવળ ન કર-વાનું પણ એક કારણ આ છે. 'જમણવાર' શબ્દ આ બાબત બરાબર સમજાવે છે. શરીર ઠીક ન હોય તો ભીના કપડાથી શરીર લુછી, વસ્ત્ર બદલીને ભોજન કરવું જોઈએ.

**ખાતાં મૌન રાખવું યા ઓછું બોલવું** :—ભોજનનો ગ્રાસ બરાબર ચાવવો. લાળ ઓછી તેમ પાચનક્રિયા મંદ. લાળ એ અમી છે. તમાકુ વગેરે ખાઈ થૂંક થૂંક કરનારા માણસે ધ્યાન રાખવું જોઈએ કે તેમ કરવાથી તેના મોંનું અમૃત ઘટે છે ને તેને અપચો, નિર્બળતા, ફિક્કાશ વગેરે વિકારો થાય છે. એ જ લાળ યા અમી જમતી વખતે વધુ બોલવાથી પણ ઘટે છે ને તેથી તેનું મોં સુકાય છે એટલે તેને વારંવાર પાણી પીવું પડે છે. આથી પાચનક્રિયા મંદ પડી જઈ અજીર્ણ પેદા થાય છે ને તે દ્વારા અનેક રોગ ઉત્પન્ન થાય છે. નકામું ને વધુ પડતું બોલનારાઓએ પણ આ બાબત ખાસ લક્ષ્યમાં રાખવી જોઈએ કે તેઓ તેમ કરી કુદરતી અમૃત ગુમાવે છે ને ટૂંકું, દર્દયુક્ત ને નિર્માલ્ય જીવન જીવે છે. ઓછું બોલવામાં ઘણા લાભ છે. ભોજન વખતે પવિત્ર વસ્ત્ર પહેરવું ને ઓઢવું જોઇએ. તે રેશમી હોય તો વધુ ફાયદાકારક છે. ભોજન કરતી વખતે શરીર-યંત્રની જે ક્રિયાઓ થાય છે એમાં બહારનો વાયુ હરકત ન પહોંચાડી શકે એટલા માટે આ વ્યવસ્થા રાખવામાં આવી છે. રેશમી વસ્ત્ર એટલા માટે ભોજન વખતે સારુ ગણવામાં આવે છે કે તે અંદરની શક્તિને સુરક્ષિત રાખી બહારની શક્તિઓનું આક્રમણ અટકાવે છે. ઊનના વસ્ત્રમાં પણ એ જ ગુણ છે. માટે જ કાંબળ કે અબોટિયાં પહેરીને જમવાનો અહીં રિવાજ પડેલો છે.

**પવિત્ર ભાવથી ભોજન કરવું** : અન્નને પ્રભુનો પ્રસાદ માનીને, કામક્રોધ વગેરે છોડીને, આસક્તિનો ત્યાગ કરીને ભોજન કરવું. 'આ અન્ન મારામાં સંતોષ, તેજ, બળ, બુદ્ધિનો વધારો કરો, તે મને નીરોગ રાખો!' એવી ભાવનાથી ભોજન કરવું.

**સાત્ત્વિક આહાર** : દૂધ વગેરે ને રસવાળા પદાર્થ, માખણ, મલાઈ, ઘી વગેરે ચીકણા પદાર્થ, ઘઉં વગેરે સત્ત્વ (તત્ત્વ) વાળા પદાર્થ, અને ફલ, દહીં, સાકર વગેરે મિષ્ટ પદાર્થ સાત્ત્વિક છે. તે આયુષ, પુષ્ટિ, બલ, આરોગ્ય, સુખ ને પ્રીતિ વધારનાર છે. એવા

સાત્વિક પદાર્થોથી બ્રહ્મચર્ય સહેલાઈથી જળવાય છે, મન શુદ્ધ રહે છે, સ્મૃતિ તાજી રહે છે, ચપળતા ને આનંદ કાયમ રહે છે.

**રાજસ ખોરાક :** અધિક કડવા, ખાટા, ખારા, ગરમાગરમ, તીખા, શરીર પર લૂખાશ ઉપજાવનારા અને હૃદયમાં દાહ ઉપજાવનારા પદાર્થોનો ખોરાક રાજસ છે. તેલ, મરચાં, આંબલી, હીંગ, લસણ, ડુંગળી વગેરે એક એકથી ચડતા રાજસ પદાર્થો છે. તે ઇન્દ્રિયોને ઉશ્કેરે છે, ખોટી ગરમી પેદા કરે છે, લોહી બગાડે છે, અને દુઃખ, શોક તથા રોગ ઉત્પન્ન કરે છે. આ પદાર્થોનો ઉપયોગ કરનારા બ્રહ્મચર્ય જાળવી શકતા નથી. તેલ, મરચાંનો પણ જેમ થોડો ઉપયોગ થાય તેમ સારું. આવા પદાર્થો ખાવાથી મન અસ્થિર બને છે.

**તામસ પદાર્થ** : વાસી, નીરસ, દુર્ગંધવાળા, એંઠા અને અપવિત્ર ખોરાક તામસ ગણાય છે. વસાણાં, ગુંદર વગેરે તામસ ગણાય છે. એવા ખોરાકથી શરીરમાં જડતા ઉત્પન્ન થાય છે.

**છૂટા છૂટા બેસવું :** પંગતમાં જમવા બેસવું હોય ત્યારે છૂટા છૂટા બેસવું. કોઈને કોઇ નો સ્પર્શ ન થવો જોઈએ. વિજ્ઞાને યંત્ર દ્વારા સાબિત કર્યું છે કે પરસ્પર હસ્તસ્પર્શ કરવાથી પણ રોગનાં બીજ એકમાંથી બીજામાં ચાલ્યાં જાય છે. ઉપરાંત શારીરિક ને માનસિક વૃત્તિઓમાં પણ ફેર પડે છે. દરેક મનુષ્યમાં પ્રકૃતિ ને ચારિત્રના ભેદથી ભિન્ન ભિન્ન પ્રકારની વિદ્યુત રહેલી છે. પરસ્પરના સ્પર્શથી તે એક બીજામાં પ્રવેશ પામે છે ને તે સારી કે માઠી કે મિશ્ર અસર ઉપજાવે છે.

**સૌની સાથે ઊઠવું :** પંગતમાં સા સાથે જમવા બેસવું અને સૌની સાથે ઊઠવું જોઈએ. વહેલામોડા ઊઠવામાં નુકશાન છે પંક્તિભોજનના સમયે સૌના શરીરયંત્રમાં અમુક પ્રકારની ક્રિયા ચાલતી હોવાથી તથા સાથે બેસવાથી વૈદ્યુતિક શૃંખલા (સાંકળ)

Electric line or circle બંધાય છે. તેથી વહેલો ઊઠનાર જો દુર્બળ હોય તો તેનું બળ હરાઈ જવાનું અને વહેલો ઊઠનાર સબળ હોય તો તે બીજાઓનું બળ હરવાનો. માટે પંગતમાં સાથે જમવા બેસવું ને સાથે ઊઠવું તે ઠીક છે. ભોજનમાં કદી કદી દૃષ્ટિદોષ પણ લાગે છે. એ વિષયમાં એક પાશ્ચિમાત્ય પ્રસિદ્ધ વૈજ્ઞાનિક લખે છે કે એવી એ શક્તિ કોણ છે જે હાથની નસો મારફતે આંગળીઓ સુધી ચાલી જાય છે? વૈજ્ઞાનિકો એને આકાશી શક્તિ ethereal fluid કહે છે. તે મસ્તિષ્કથી શરૂ થઈને માનસિક વૃત્તિઓની સાથે જઈ મળે છે અને સ્નાયુમાર્ગથી પ્રવાહિત થઈ હાથ આંખ અને પગની પાની સુધી પહોંચે છે. એ ત્રણની મારફતે તે પોતાનો પ્રભાવ બીજાઓ પર પાડે છે. માટે જ સારા માણસોના હાથે જમવું, તેના દેખતાં જમવું. દીન, હીન, રોગી, ભૂખ્યા ને પાખંડી માણસોના હાથે ને તેમના દેખતાં ન જમવું. આ આકાશી શક્તિ મેસમેરિજમ, હિપ્નોટિજમ આદિ વિદ્યાઓ દ્વારા આજકાલ સર્વત્ર જાણીતી થએલી છે.

**બીજા કેટલાક નિયમો**:—ખાતાં માથું ન બાંધવું અને જોડા ન પહેરવા. ટૂંકમાં શરીરનો કોઈ ભાગ જકડીને બાંધવો નહિ. રાતે હલકો ખોરાક લેવો, કારણ ઊંઘમાં સ્નાયુશક્તિ કમી થાય છે, તેથી ભારે ખોરાક પચતો નથી. અતિ મસાલાવાળું તથા જડ ભોજન ન જમવું. સંધ્યાકાળે ને મોડી રાતે ન ખાવું, કારણકે તે વખતે લોહીની ગતિ મંદ હોય છે. ન્યાતોમાં મોડા જમવાનો રિવાજ ઘણો જ હાનિકારક છે. ભોજન પછી બે કલાક જાગવું. ત્યાર પછી સૂવામાં હરકત નથી. ચોખ્ખી ઊંઘ ન આવવાનું કારણ અપચો છે. દિવસમાં એક જ વાર ખાવું, અર્થાત્ એકવારના ભોજન પછી છ કલાક સુધી પેટમાં કંઈ જ ન નાખવું.

**પાણી** : પીવાનું પાણી સ્વચ્છ, હલકું, શીતળ, સુવાસિત, સ્વાદ વિનાનું, મનોહર ને તરસ છિપાવે તેવું હોવું જોઇએ. જેમાં સૂર્ય ને

ચન્દ્ર ને નક્ષત્રોનાં કિરણ પડતાં હોય, વાયુનો પ્રવાહ જેમાં ભળતો હોય તે પાણી પીવામાં શ્રેષ્ઠ મનાય છે. એવું પાણી ન હોય તો તેને ગરમ કરી ઠંડું પાડીને પીવું, તેથી તે નુકસાન નહિ કરે. એક વખતે ઘણું પાણી પીવાથી અથવા બિલકુલ ન પીવાથી ખોરાક પચતો નથી. તેથી અમુક વખતને અન્તરે અન્તરે થોડું પાણી પીવું તે સારું છે. જમ્યા પછી ચોખ્ખા જલથી મોં ને દાત સાફ કરી નાખવાં અને અર્ધા પોણા કલાક પછી પૂરતું પાણી પી લેવું. તરસ લાગે તો ભોજનની વચમાં પાણી પીવું. ભોજનની શરૂઆતનાં પાણીનું આચમન કરવાથી ખોરાક પર રુચિ ઊપજે છે ને અમી ઉત્પન્ન થાય છે. મોં ધોયા પછી ભીના હાથ પરસ્પર ઘસીને આંખ પર ફેરવવાથી આંખનું તેજ વધે છે.

**ભોજન પછી** : જમ્યા પછી થોડી વાર વીરાસનથી બેસવું. પછી થોડુંક, ઓછામાં ઓછું સોએક પગલાં ફરવું અને ત્યાર બાદ જરા આરામ લેવાની ઇચ્છા હોય તો ડાબે પડખે સૂવું. નાભિની ઉપર એ ભાગમાં જઠરાગ્નિ હોવાથી તે પડખે સુવાથી પાચનક્રિયા સારી થાય છે.

'ખાધા પછી બેસી રહેનારનું પેટ વધે છે, અને દોડનારની પાછળ મરણ દોડે છે.' એમ આયુર્વેદ કહે છે. બપોરે ભોજન કર્યા પછી કલાક વિશ્રાન્તિ લઇ પછી જ બીજું કામ શરૂ કરવું, અગર માનસિક શ્રમ કરવો. મુખવાસમાં તુલસીનાં પાન અને સાથે ગોળ એ ઉત્તમ છે, સોપારી, પાન વગેરે મધ્યમ છે.

## આહાર અને આરોગ્ય

સર્વ ધર્મ-કર્મનું મુખ્ય સાધન શરીર છે. શરીર આત્માનો રથ છે. એટલે પ્રગતિનો આધાર શરીર છે. શરીરના સ્વાસ્થ્ય વગર કશું ન બને. એથી સ્વાસ્થ્ય કેવી રીતે જાળવી શકાય એ જાણવું સર્વને જરૂરનું છે.

શું ખાવું ? ક્યારે ખાવું ? કેટલું ખાવું ? અને કેમ ખાવું ? આ પ્રશ્નોના ઉત્તર જેઓ જાણે છે ને તે મુજબ વર્તે છે તેઓ ઉત્તમ પ્રકારની શારીરિક તંદુરસ્તી ભોગવી શકે છે. 'આરોગ્ય' એ જગતમાં મોટામાં મોટો લાભ છે.

### ક્યારે ખાવું ?

જમવાનો ઘંટ વાગે ત્યારે ? અથવા નિશાળે કે ઓફિસે જતાં પહેલાં કે હમેશના રિવાજ મુજબ સવારના દશે અને સાંજના સાતે ?

ના; ભોજનનો એ કાળ બરાબર નથી. અવશ્ય. સગવડ અને નિયમિતતા જાળવવા જમવાનો સમય મુકરર તો હોવો જ જોઈએ. અને છતાં નિયમોમાં જકડાઇને ગુંગળાઈ મરાય તો નહિ જ.

ખરી ભૂખ લાગે ત્યારે જ જમવું. કારણુ કે, જઠર એ કંઈ ભાચું ભરી લેવાની કોથળી નથી. માટે ખરી ભૂખ પારખવા માટે કેટલાક નિયમો જાણુવા જોઈ એ.

મળ-મૂત્રનો ખુલાસો થયો હોય, મન પ્રસન્ન હોય, શુદ્ધ ઓડકાર આવતો હોય, રૂચિ હોય, અને અમી ઉત્પન્ન થતી હોય, જઠર પ્રદીપ્ત હોય, શરીર હલકું થયું હોય, આળસ, પ્રમાદ કે સુસ્તી ન હોય—એ કાળે જમવું. અજીર્ણુમાં કરેલું ભોજન ઝેર બરાબર છે.

## શું ખાવું?

પથ્ય ખોરાક લેવો. ઘઉં, ચોખા, મગ, દૂધ, ઘી, માખણુ, સાકર ગોળ, બાજરો, જવ, ચણા, તુવર; સર્વ પ્રકારની ભાજી; પરવળ, બટાટા, અને બીજાં પથ્ય શાક; દ્રાક્ષ, દાડમ વગેરે ફળ; એ નિત્યના ભોજનમાં સાધારણુ રીતે હિતાવહ છે.

અડદ, વાલ, સુકાં શાક, કાચા મૂળા અને કાકડી ઈત્યાદિ ચીજો નિત્ય વાપરવા જેવી નથી. કંદનો ઉપયોગ કવચિત્ કરવો. પરંતુ જેમને શારીરિક મહેનત વધારે પહોંચતી હોય, તેમને ઉપરની ચીજો અને મકાઈ વગેરે વાપરવામાં હરકત નથી. વાળુમાં દૂધનો ઉપયોગ ખાસ કરવો.

'દૂધે વાળુ જે કરે, નયણી હરડે ખાય;
ભોંય પથારી જે સૂવે, તે ઘર વૈદ્ય ન જાય."

કોઈ કોઈ વાર રાત્રે મધ સાથે ત્રિફલા (હરડે, બહેડાં, આંબળાં)નાં ચૂર્ણનું સેવન ફાયદાકારક છે.

પ્રકૃતિ અનુસાર અને ઋતુ અનુસાર ભોજનમાં ફારફેર કરતા રહેવું. અઠવાડિયામાં એકાદ દિવસ એકાંતર ભોજન અને પક્ષમાં એકવાર ઉપવાસ કરવાથી ફાયદો થાય છે.

## વિચિત્ર સુધારો!

અન્ન અને શાક ઉપર જે બારીક છાલ હોય છે તે પાચન-ક્રિયાને મદદ કરે છે, પણ લોકો પોતાનું ડહાપણ વાપરી તેને કાઢી નાખે છે. પરિણામે પાચનક્રિયા મંદ પડે છે.

બહુ બારીક પીસેલા આટાને ઝીણી ચાળણીથી ચાળીને છોલા કાઢી નાખવામાં આવે છે ત્યારે તેની સાથે જ કેટલુંક જરૂરી તત્ત્વ નીકળી જાય છે. અન્નને પીસીને બારીક બનાવવાનું કામ ઘંટીનું નથી, દાંતનું છે. અવશ્ય, આટો સ્વચ્છ હોવો જોઈએ. તેની અંદર જીવડાં કે કસ્તર ન જોઈએ. તેમ આટો ઘણા દિવસનો જૂનો પણ ન હોવો જોઈએ. જેઓ નિત્ય દળીને તાજો આટો વાપરે છે તેમનાં શરીર વધારે હૃષ્ટપુષ્ટ ને તંદુરસ્ત રહે છે.

ચોખા ધોઈને રાંધવા, પણ તે ધોતાં અંદરનું બધું જ સત્ત્વ ધોવાઈ જાય તે ઠીક નથી. વળી, કેટલીક જગાએ તો ભાતને બાફી નાખવામાં આવે છે! એવા ભાતમાં નથી રહેતી મીઠાશ કે નથી રહેતું પૌષ્ટિક તત્ત્વ!

દાળ પણ તદ્દન ઓગળી જાય એ ઇષ્ટ નથી. બટાટા વગેરેની છાલ કાઢી નાખવાથી તેમાંનું ક્ષાર તત્ત્વ ઘટે છે, એટલે તેને પચતાં વાર લાગે છે.

થુલી, કંસાર, બાટી—એ ચીજો પૌષ્ટિક છે. ધાણી ચણા જરૂર ખાવા; તેથી હોજરી સાફ રહે છે. રાત્રે ચણાની દાળ ને સાકર ચાવીને ખાવાથી પેટ સાફ થાય છે. આંતરડાંની શુદ્ધિ માટે ટમેટા

ઉપયોગી છે. ડોડી આંખનું તેજ વધારનાર છે. તાંદળજો ગરમી અને વિષવિકાર શમાવે છે. પોથી અને મેથીની ભાજી જઠરાગ્નિવર્ધક છે.

## અનુપાન

અનુપાનોમાં વરસાદનું અદ્ધરથી ઝીલેલું કે નદીનું શુદ્ધ અને ઠંડુ જળ સાથી ઉત્તમ છે. જમતા પહેલાં અને જમ્યા પછી ઠંડા જળનું આચમન કરવું અને ભોજનની મધ્યમાં જરૂર જેટલું પાણી પી લેવું એ પાચનક્રિયાને અનુકૂળ છે. શાક ને મગ ઉપર દહીંનું પાણી અને છાશ પથ્ય છે.

**दिनान्ते च पिबेद् दुग्धं, निशान्ते च पिबेत्पयः।**
**भोजनान्ते पिबेत्तक्रं किं वैद्यस्य प्रयोजनम् ?**

સાંજે દૂધ, રાત્રિને અંતે જળ અને ભોજન પછી છાસ પીનારને બહુધા વૈદ્યની જરૂર પડતી નથી. લિંબુ રક્તશુદ્ધિ કરે છે, તેથી ભોજનમાં તેનો ઉપયોગ કરવો. રાત્રે ખટાસનો ઉપયોગ ન કરવો. સથવો કે કુલેર ખાધી હોય તો ઉપર સહેજ ગરમ પાણી પીવું. ભોજનના આરંભમાં કે અન્તે ચહા તો નુકશાનકારક જ છે.

સામાન્ય રીતે મગ, ગોળ, મૂળા, તેલ, મરચાં, ને ખટાસ સાથે દૂધનો ઉપયોગ અનિષ્ટકારક છે. દૂધપાક ખાધા પછી કોકમની કઢી કદી ન પીવી.

## ભોજન કેટલું લેવું?

સાધારણ રીતે જઠરના ચાર ભાગ કલ્પી બે ભાગ અન્ન વડે, એક ભાગ પ્રવાહી પદાર્થો વડે ભરવો. બાકીનો એક ભાગ હવા માટે ખાલી રાખવો. હમેશના જમવાના મુકરર સમયે પચી જાય તેટલો ખોરાક સૌએ નક્કી લેવો જોઈએ. અવશ્ય, ઋતુ અનુસાર તેમાં વધઘટ થવાની.

## માપસર ખાધું ક્યારે કહેવાય ?

વખતસર પચી રહે, ખાધા પછી ઊંઘ, આળસ કે સુસ્તી ન આવે, ને કામમાં સ્ફુર્તિ રહે, એ ખોરાકની માત્રા જાણવી. પોતાને ધંધો ને પ્રકૃતિ લક્ષ્યમાં રાખીને ખોરાકનું માપ દરેકે જાતે નક્કી કરવું. મગજનું કામ વિશેષ કરનારના ખોરાકમાં પાર્થિક દ્રવ્યો કરતાં જલ ને તૈજસ દ્રવ્યોનું પ્રમાણ વધારે જોઈએ, અને શારીરિક મહેનત કરનારના ખોરાકમાં પાર્થિવ દ્રવ્યો અને વાયવ્ય દ્રવ્યો વધારે જોઈએ.

ભોજનના આરંભમાં જઠરાગ્નિને ઉત્તેજીત કરે તેવી વસ્તુ ખાવી: જેમકે મીઠા સાથે આદુની કકડીઓ. આરંભમાં હલકો પદાર્થ, મધ્યમાં ભારે પદાર્થ અને છેવટે પ્રવાહી પદાર્થ એ ક્રમે ભોજન કરવું. ફળ તો ભોજનની શરૂઆતમાં જ ખાવાં.

## બરાબર ચાવીને ખાવું.

પ્રભુએ આપેલા દાંતનો ઉપયોગ જેઓ નથી કરતા તેમને શિક્ષા થાય છે. એક વાક્યમાં ઠીક કહ્યું છે: અન્નને પીઓ અને પાણીને ચાવો. એટલે કે અન્નનો રસ કરીને પેટમાં ઉતારો. એથી દાંત બળવાન થાય, મગજને પૃષ્ટિ મળે, ને પચાવતાં જઠરને મહેનત ન પડે. પાણી પણ ધીમે ધીમે પીવું. પાણી મોંમાં ભરીને ધીમે ધીમે ઉતારવાથી તે સહેજ ગરમ થઈને અંદર જાય છે. તેથી આંખોનું તેજ વધે છે, દાંતના પારા મજબુત થાય છે ને જઠરાગ્નિ વધે છે.

## જઠરાગ્નિને હમેશ સળગતો રાખો.

અગ્નિની ઉપાસક સારી આલમ છે. ઘરમાંથી અગ્નિ ન હોલવવો જોઈએ, એમ આપણને આપણાં શાસ્ત્ર ઉપદેશે છે. તો પછી જઠરાગ્નિને કેમ સદા પ્રદીપ્ત ન રાખવો ? 'અગ્નિ જ પુરુષનું બલ, બુદ્ધિ, સ્મૃતિ, આયુષ ને તેજ છે' એ વચન યાદ રાખો.

## ઉપયોગી સૂચનાઓ.

જમવામાં અતિ ઉતાવળ ન કરો. આનંદથી જમો. જમતાં સારી ભાવનાઓ કરો. ક્રોધને દૂર કરો. સ્નાન કરીને કે હાથપગ ધોઈને જમો. બહુ ગરમા ગરમ, નીરસ, વાસી, ઊતરી ગએલું, કોહેલું, ગંધાતું, સડેલું, એઠું, અપવિત્ર, અને અન્યાયથી કે નીચ કનેથી પ્રાપ્ત કરેલું ભોજન ખાનારનું અહિત કરે છે. સ્વચ્છ જગાએ બેસીને અને સ્વચ્છ વસ્ત્ર પહેરીને જમવું. એક થાળીમાં અનેકે જમવાનો રિવાજ અનિષ્ટ છે. રસોડું તદ્દન સ્વચ્છ હોવું જોઇએ. રાંધવાનાં વાસણ પિત્તળનાં હોય તો કલાઈ કરાવીને વાપરવાં. તેમને બરાબર માંજીને ઉપયોગમાં લેવાં. રસોડામાં ગંધાતાં જૂનાં મસોતાં પવિત્રતાને કલંકિત કરે છે. પાણીના લોટા ને પ્યાલા અંદર ને બહારથી સ્વચ્છ રહેવા જોઈએ. ઘણી વાર પ્યાલાને કાને મેલ હોય છે, તે દૂર કરવો જોઇએ. નખનો મેલ દૂર કરો. જમતાં માથું ભીનું ન રાખો. દાંત હમેશ સ્વચ્છ રાખો. ભોજનમાં તુલસીદલ પધરાવવાની પદ્ધતિ ઉત્તમ છે. મસાલાનો અતિ ઉપયોગ ન કરો. પાણી હમેશ ગાળીને જ પીઓ.

## જમ્યા પછી ?

તરત મગજને મહેનત ન આપવી. બહુ બોલવું નહિ. ધીમે ધીમે ફરવું. કલાકેક પછી જ કામે લાગવું. ત્રણ કલાક સુધીમાં બીજું કંઈ ખાવું નહિ. મુખશુદ્ધિ માટે ઠંડા પાણીના કોગળા કરવા. આંખે ઠંડુ જળ છાંટવું. મુખવાસમાં વરિયાળી, લવંગ, તજ ને એલચી ઉત્તમ છે, તુલસીદલ ને ગોળ સૌથી ઉત્તમ છે.

# વધુ વખત કુમાર રહો

એક મકાન ચણાતું હતું. તેનો પાયો પૂરતાં ઘણો વખત ગયો. લોકોએ ઘરના માલીકને પૂછ્યુંઃ 'આ તમે શું ધાર્યું છે? પાયો પૂરવામાં જ આટલો બધો વખત અને આટલું બધું ખર્ચ?' માલીકે ધીમે રહીને જવાબ આપ્યોઃ 'જે થયું છે તે ઠીક થયું છે. તેથી ઘર એટલું જ ટકાઉ અને મજબૂત બનશે.' એમ કુમાર અવસ્થા પણ જીંદગીનો પાયો છે. એ અવસ્થા જેટલી વધુ વખત જાળવી શકાય તેટલું જ જીવન લાંબુ ને સુખી સમજવું.

દેવો શાથી અજર ને અમર છે એવી એક વાર ચર્ચા થઈ. છેવટે ઉત્તર એ મળ્યો કે તેઓ વધુ વખત કુમાર અવસ્થા ભોગવે છે, એટલે તેમને ઘડપણ ને મૃત્યુ બહુ મોડાં આવે છે. કવિવર ટાગોર ગાંધીજીના આશ્રમમાં આવ્યા હતા. કવિવરે ગાંધીજીને કહ્યું: 'હું હવે સીત્તેર વર્ષનો ડોસો થયો, એટલે તમારા કરતાં તો ઘણો મોટો કહેવાઉં, ખરુંને?' મહાત્માજીએ જવાબ આપ્યોઃ 'એ સાચું, પણ જ્યારે ૬૦ વર્ષનો વૃદ્ધ નાચી શકતો નથી, ત્યારે ૭૦ વર્ષનો જુવાન કવિ નાચી શકે છે!' કવિવર બોલ્યાઃ 'એ વાત તો ખરી.' કવિવરને હજી હમણાં જ વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો જણાવા માંડયાં છે. તેમનામાં સ્મરણ-શક્તિ, બુદ્ધિ, ઉત્સાહ વગેરે હજી તાજાં જ છે. એ કુમાર અવસ્થાનો પ્રભાવ. આપણી સો વર્ષ જીવવાની ભાવના બહુ પ્રાચીન કાળની છે. 'સો વરસનો ઘરડો થજે' એવો આશીર્વાદ તો હજીયે અપાય છે.

જેમ બને તેમ વધુ વખત કુંવારા રહો. આપણે તો માત્ર વણ-પરણ્યાંને જ કુંવારાં કહીએ છીએ. એટલું તો ખરું કે ૨૦ થી ૨૫ વર્ષ પહેલાં તો ન જ પરણવું, પણ સાથે સાથે તે ઉંમર સુધી નિર્વિકાર,

નિર્દોષ પણ રહેવું જોઈએ. એટલે ન મનથી નબળા વિચારો સેવવા, ન તેવી વાતો કરવી કે સાંભળવી, કે ન એવું વર્તન કરવું. મન, વચન ને ક્રિયાથી શુદ્ધ રહીને કુમાર રહેવું જોઈએ. જુવાનીનાં ચિહ્નો જેટલાં મોડાં જણાય તેટલો લાભ છે. ૨૦ વર્ષ કુમાર અવસ્થા રહે તો ૧૦૦ થી ૧૨૫ વર્ષ જીંદગી કાયમ રહે એવો સાધારણ નિયમ છે.

હનુમાન જીંદગીભર કુમાર રહ્યા. તેમની શક્તિ આપણે જાણીએ છીએ. કુમાર રહીને જ તે મૃત્યુંજય—મરણને જીતવા સમર્થ થયા. તેમના પગ નીચે પનોતી છે. તેનો ભાવ એવો છે કે તેમણે મરણને, ભયને ને વિઘ્નોને પગ નીચે દાબી દીધાં છે. ભીષ્મ પણ પોતાની ઈચ્છા થઈ ત્યારે જ મૃત્યુ પામ્યા હતા. બ્રહ્માના પુત્રો સનકાદિક જીંદગી સુધી કુમાર રહ્યા, એથી તે પોતાની મરજી મુજબ ગમે ત્યાં ફરી શકતા. કોઈ પણ દેશ કે કાળની તેમને અસર થતી નહિ. સ્વામી દયાનંદ સરસ્વતીમાં પણ જે પ્રભાવ હતો તે કુમાર અવસ્થાના જ પ્રતાપે હતો.

કાચી કળી ચૂંટવાથી ફૂલની સુગંધ કે સુંદરતા મળે નહિ. કાચાં ફળ તોડી લેવાથી ન તો સ્વાદ મળે કે બીજ રહે. આપણો સમાજ ક્યારે સમજશે કે—

વનસ્પતિ તણાં કાચાં ફળો જે તોડી ખાય છે,
પામે ના સ્વાદ કાંઈ ને, ઊલટું બીજ જાય છે.

ત્યારે વધુ વખત કુમાર રહેવું હોય તો હાલ આટલું તો કરો જ. તમારી આસપાસનું વાતાવરણ પવિત્ર રાખો. ખોરાક સાદો ને પૌષ્ટિક લો. ભોજનમાં વધારે પડતા મસાલાનો ઉપયોગ ન કરો. પુસ્તકો સારાં વાંચો. સારી સોબત રાખો. નાટક, સિનેમા વગેરેથી અલગ રહો. વીર કુમારોનાં જીવન ચરિત્રો વાંચો. સાદું અને પવિત્ર જીવન જીવતાં શીખો. નિત્ય યોગ્ય વ્યાયામ કરતા રહો. મન, બુદ્ધિ અને શરીરને કસતા રહો. નવરા ન પડો. સંસારના વ્યવહારોથી જેમ બને તેમ ઓછો સંબંધ રાખો.

# સૂર્યસ્નાન

## ' सूर्यो वै देवानां मधु '

'देवो मा सविता पुनात्वच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः' આ વેદમંત્રમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે 'સૂર્ય સર્વને પવિત્ર કરનાર છે.' તે કેવી રીતે પવિત્ર કરે છે? કિરણોથી. સૂર્યકિરણો જ સર્વ પ્રાણીમાત્રને અંદર અને બહારથી શુદ્ધ કરે છે. સૂર્ય, મિત્ર, સવિતા વગેરે નામ ઉદય પામતા સૂર્યનારાયણનાં છે એ પ્રસિદ્ધ છે. એ સૂર્ય ભગવાન ઉદય પામીને, અમૃત વર્ષાવતાં પોતાનાં કિરણોથી સ્પર્શ કરીને સર્વ પ્રાણીઓને પુનર્જીવન આપતા પોતપોતાનાં કાર્ય કરવામાં પ્રેરણા કરે છે. આ પ્રમાણે સૌને વધારે છે, નીરોગી બનાવે છે અને દીર્ઘાયુ આપે છે. એ હેતુથી પથારીમાંથી ઊઠીને સૌ કોઈએ ઘરની બહાર જઈને સૂર્યકિરણો લેવાં જોઈએ.

સૂર્યકિરણોરૂપી અમૃતમાં સ્નાન કરવાની ઈચ્છાવાળા મનુષ્યોએ સૂર્યોદય થતાં સુધી સૂઈ રહેવું નહિ. પરંતુ બ્રાહ્મમુહૂર્તમાં (પરોઢિયે) જાગી, તન્દ્રાનો ત્યાગ કરીને પથારીમાંથી ઊભા થઈ મુખશુદ્ધિપૂર્વક પરમાત્માનું સ્મરણ કરવું ને ત્યાર પછી ગામની બહાર જવું. જ્યાં ખુલ્લું મેદાન હોય, પ્રફુલ્લ વનસ્પતિ હોય, નદી, સરોવર કે પવિત્ર તીર્થરૂપ કોઈ સ્નાન કરવાનું સ્થાન હોય ત્યાં જવું. તેવા સ્થાનમાં સૂર્યોદય સમયે હજારો અમૃતની ધારાઓ વરસે છે, અને અમાપ જીવન-સત્ત્વ ફેલાય છે. તેનાથી વંચિત રહીને જાણ્યે અજાણ્યે અસંખ્ય મનુષ્યો નિર્માલ્ય જીવન ગાળે છે! અરેરે! આર્યોની નીતિ અને રીતિ તજી દેનારા આર્ય તરીકે ઓળખાવતા હાલના હિન્દવાસીઓનું કેવું કમભાગ્ય!

સજ્જનો! વિચાર કરો કે આપણા પૂર્વજો એ સંજીવની શક્તિનો પૂરતો ઉપયોગ કરી કેવું ઉજ્વળ જીવન ગાળતા! આપણે તો આપણા નિવાસના મકાનની પાસે જ જાજરૂ બનાવીને તેમાં જ શૌચક્રિયા કરીએ છીએ. પરંતુ આપણા વડિલો તો નદી કે તળાવ પર જઈ ત્યાં જ શાચક્રિયા કરતા. આપણે તો ગરમ પાણીથી ઘર આગળ સ્નાન કરીએ છીએ, પણ તેઓ તો સૂર્યકિરણોથી મિશ્રિત પવિત્ર જળવાળા તીર્થમાં સ્નાન કરતા. તેઓ ત્યાં જ જળથી અર્ઘ્ય-પ્રદાનપૂર્વક સૂર્યોપસ્થાન કરી પ્રાતઃસન્ધ્યા કરતા. આપણે તો કયારે અને ક્યાં સૂર્યોપસ્થાન કરીએ છીએ? આ વિચારવા જેવું છે. શું ઘરમાં સૂર્યનો પ્રવેશ બરાબર થઈ શકે છે? જો આપણે નકારમાં જવાબ આપતા હોઈએ તો કહો, ત્યાં સૂર્યોપસ્થાન શકય છે?

'સૂર્ય સ્થાવર જંગમ સર્વ પ્રાણી પદાર્થોનો આત્મા છે' એ સનાતન સત્ય સર્વને વિદિત છે. ખનિજ, ઉદ્‌ભિજ અને નદીઓમાં જે સત્ત્વ (Energy) છુપાયેલું છે તે સૂર્યથી ઉત્પન્ન થયેલું છે. તે મુજબ સર્વ ધાન્યોમાં. ઘાસમાં જે જીવનસત્ત્વ છે તે સૂર્યથી પ્રાપ્ત થયું છે. તેમ જ ચન્દ્રને અમૃતમય કિરણો, મંગળને રતાશ, બુધને સૌમ્ય-પણું, ગુરૂને તેજસ્વીપણું, શુક્રને ઉજ્વળતા, શનિને કાળાશ, પૃથ્વીને રત્ન વગેરે ધારણ કરવાની શક્તિ સૂર્યનારાયણથી મળી છે. એ સોનેરી કિરણોવાળા સૂર્યનારાયણ ઉદય પામતી વખતે સ્વર્ગલોક અને મૃત્યુ લોકમાં પ્રવેશ કરી પોતાના સુવર્ણમય રથમાં બેસીને ચૌદ ભુવનોને નિહાળતા અહીંયાં આવે છે.

પ્રાચીન કાળમાં ઋષિ-મુનિઓ પ્રાતઃકાળના બે કલાક ખુલ્લા તીર્થસ્થાનમાં ઉઘાડા શરીરે કેવળ કૌપીન (લંગોટ) પહેરીને સૂર્યની પ્રાર્થના કરતા અને નીચે લખેલા મંત્રનો જપ કરતા—

**'अद्या देवा उदिता सूर्यस्य निर ऽ हसः पिपृता निरवद्यात्'**

દ્વાદશાત્મક પરબ્રહ્મ સૂર્યનાં આ કિરણો અમારાં સઘળાં પાપોને દૂર કરી અમને શુદ્ધ કરો. અહો! વેદોનું ઉત્કૃષ્ટ વિજ્ઞાન!

ત્રાંસાં પડતાં આ બાલ કિરણો (Utra-Violet)જ સૂર્યમંડળમાં મુખ્ય છે, અને તેઓ ભારે ઉપકાર કરનારાં તથા વિવિધ રોગોને શાન્ત કરનારાં છે. દષ્ટિએ દેખાય તેને જ સાચું માનનારા હાલના પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોએ આશ્ચર્યચકિત થઈ ને એ બીના સ્વીકારી છે. તેઓ રોગોને મટાડવામાં જ્યાં ત્યાં હવે સૂર્યકિરણોનો જ ઉપયોગ કરે છે. સાંધાનો રોગ, દાંતનો રોગ, ક્ષયરોગ, સન્નિપાત અને ચામડીના રોગોમાં સૂર્યકિરણોનો ઉપયોગ પશ્ચિમના દેશમાં બહુ છૂટથી થાય છે અને તે સર્વમાન્ય થયો છે. ત્યાં તો સૂર્ય કોઈ કોઇ વાર પ્રકાશ આપે છે તેથી તેઓ તેવાં વિદ્યુત્ કિરણો ઉત્પન્ન કરીને ઉપયોગ કરે છે. સૂર્યનો કેવો પ્રભાવ છે!

એ કિરણો વનસ્પતિમાં અને ખનિજ પદાર્થોમાં વધારે પ્રમાણમાં એકત્ર થાય છે તેથી તે પદાર્થો આરોગ્ય અર્પે છે. એ કિરણો છિદ્ર માર્ગે શરીરની અંદર જઈ મળ શુદ્ધ કરે છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરી ખાધેલું અન્ન પચાવે છે, ખોરાકમાં રહેલા સત્ત્વને [ કેલ્સીયમ ] ચૂસવામાં સાહાય્ય કરે છે, નવીન હાડકાં નાડીઓ સાથે જોડે છે, રૂધિરાભિસરણ દ્વારા નવચેતન અને ઉત્સાહ વધારે છે. આ પ્રમાણે શરીરના ભાગમાં સત્ત્વસંચયનું પ્રયોજન હોય છે ત્યાં તે એકઠાં થાય છે. આ કિરણો દ્વારા દેહમાં ફોસફરસ વૃદ્ધિ પામે છે.

ગામ, ખેતર, બગીચા અને પર્વતની તળેટીમાં નિવાસ કરનારા અને નિરંતર સૂર્યકિરણોનો લાભ લેતા મનુષ્યોનાં શરીર અસ્ખલિત વહેતા રૂધિરની રતાશથી જાણે વસંતઋતુમાં પ્રકાશતાં કેસૂડાં જેવાં શોભે છે. ઘીચ વસ્તીવાળાં અને ગગનચુંબિત હવેલીઓવાળાં નગરોમાં નિવાસ કરતા અને કોઈક જ વખત બહાર નીકળતા માણસોના શરીરની કાન્તિ, ભૂખ, બળ અને પ્રભાવ ક્ષીણ થાય છે એ બીના કોણ જાણતું નથી ? એ પ્રમાણે નિરંતર પડદામાં રહેનારી સ્ત્રીઓ પણ નિર્બળ અને નિસ્તેજ જણાય છે. એવી સ્ત્રીઓ પ્રસવકાળે અનેક રોગોથી પીડાય છે. પ્રસવથી થોડું ઘણું રહેલું બળ પણ નષ્ટ થાય છે અને બાળકો સ્તનપાન

કરવાથી એ બળ ચૂસે છે. જો કે તે સુવાવડી સ્ત્રીઓ પૌષ્ટિક આહાર લે છે, છતાં સૂર્યકિરણોનો તેમના દેહને સ્પર્શ થતો નથી એટલે જલદી નવીન બળ પેદા થતું નથી. જે ઉત્પન્ન થાય છે તે પૂરતું નથી હોતું. આથી પ્રસવ આપનારી સ્ત્રીઓ અને બાળકો ઘણાં પીડાય છે. તેવે પ્રસંગે સૂર્યસ્નાન એ એક જ ઉપચાર બસ છે. સૂર્યસ્નાનથી ચામડીના અસાધ્ય રોગો પણ સાધ્ય થાય છે. ચામડી સુંવાળી, કોમળ અને નિર્મળ બને છે. સૂર્યસ્નાનથી કેશ (વાળ) સુંવાળા, કોમલ અને લાંબા થાય છે. આવી રીતે અનેક લાભ થાય છે એટલે સર્વ મનુષ્યોએ પ્રાતઃકાલે બે કલાક સુધી સૂર્યકિરણોનું સેવન કરવું. તે સમયે નીચેની ભાવના ધ્યાનમાં રાખવી.

'उभाभ्यान्देव सवितः प्रसवेन सवेन च । मां पुनीहि विश्वतः"॥

હે સૂર્યદેવ ! આપ મારું ચોમેરથી રક્ષણ કરો.

"तस्यैव मात्रा मुपजीवन्ति" સૂર્યકિરણોનું સેવન એ જ માત્રા સેવન છે. એ માત્રાનું સેવન કરવાથી સર્વ મનુષ્યો હૃષ્ટપુષ્ટ અવયવો વાળા અને સો વર્ષનું આયુષ્ય ભોગવે છે. બીજું પણ ઘણી જાતનું જીવનસત્ત્વ સૂર્યસ્નાનથી મેળવાય છે. ચાતુર્માસમાં સૂર્ય નહિ દેખાવાથી જઠરાગ્નિ મન્દ પડે છે અને રોગનાં જંતુઓ પેદા થાય છે. તે વખતે ઘણા ખરા માણસો ઉપવાસ અને એક વખત ભોજન લેવાનાં વ્રત કરે છે.

નાગરિકોએ હવેલીઓનાં બારી બારણાં પ્રાતઃકાળે અવશ્ય ખુલ્લાં કરીને સૂર્યકિરણોનો મકાનમાં પ્રવેશ કરાવવો જોઈએ કે જેથી વાતાવરણ શુદ્ધ બને અને ઝેરી જંતુઓ નાશ પામે. નવચેતન પ્રસરવાથી જડતા, પ્રમાદ નાશ પામે. ઘરના છપરામાંથી સૂર્યકિરણો અંદર પ્રવેશ કરે તેવો પ્રયત્ન કરવો. એ દૃષ્ટિએ તો લોખંડનાં પતરાંથી ઢાંકેલા છાપરા કરતાં નળીઆંથી ઢાંકેલા છાપરાવાળાં ઘર શ્રેષ્ઠ છે. એના કરતાં ય ઘાસ અને પાંદડાંથી આચ્છાદિત મકાન ઉત્તમોત્તમ છે. જેને

તળિયે ચૂનો, સિમેન્ટ અને પત્થરો જડેલા હોય તેવાં મકાનો ઉપકારક નથી. ભારતવર્ષમાં તો સૂર્યનારાયણની સંપૂર્ણ કૃપા છે, છતાં તેનો તિરસ્કાર કરીને કેટલાક અર્ધદગ્ધ માનવો વૃથા હેરાન થાય છે. ક્યા હેતુથી ભારતવાસીઓ પૂર્વે પર્ણશાળાઓમાં અને વનમાં નિવાસ કરવાનું અંગીકાર કરતા હતા એ હકીકત હવે જાણી લેવી મુશ્કેલ નથી. જર્મનીના કેટલાક વિદ્વાનો પણ હાલમાં સંપૂર્ણ વિજ્ઞાન છતાં ય પર્ણશાળામાં રહેવાનું પસંદ કરે છે; એમાં ભારતની પ્રાચીન સંસ્કૃતિનો વિજય છે.

વર્ષા ઋતુમાં જ્યારે સૂર્ય કિરણો વાદળોથી આચ્છાદિત હોય છે ત્યારે રોગોનાં અનેક જન્તુઓ પેદા થઈને આપણને હેરાન કરે છે; પછી રોગો શરદ ઋતુમાં સૂર્યના પ્રચંડ તાપથી ક્ષીણ થાય છે. આ પ્રમાણે માણસોની ગીચ વસ્તીવાળાં શહેરોમાં તડકાના અભાવથી રોગોની વૃદ્ધિ થાય છે, તે કરતાં ગામોમાં ઘણી ઓછી થાય છે. વનમાં અને ઝૂંપડામાં રોગોનો થોડો પણ પ્રસર થતો નથી.

સૂર્યનારાયણનાં કિરણો સુદર્શનચક્રની માફક નિરંતર ફરીને ત્રણે લોકોનું રક્ષણ કરે છે એ નિર્વિવાદ છે.

હવે એક સુંદર રૂપક આપવામાં આવે છે—

આકાશ એટલે વિષ્ણુ. [ ૐ खं ब्रह्म इति श्रुतिः આકાશ એ બ્રહ્મરૂપ છે.] એ સર્વવ્યાપી, શુદ્ધ અને શ્યામવર્ણના છે. વીજળીરૂપી વસ્ત્ર એ તેમનું પીતાંબર. નક્ષત્રો રૂપી પુષ્પમાળા એ તેમની વનમાળા. એ વિષ્ણુ ભગવાનને સર્વદા લક્ષ્મી આલિંગે છે અને સેવે છે. જે પવન છે તે શંખ નામના આયુધને સ્થાને છે, વાયુ ભરાતાં શંખ વાગે છે. તેના અવાજથી આકાશમાં શાન્તિ થાય છે. શંખધ્વનિ દુષ્ટ પ્રાણીઓને શાન્ત કરે છે એવું આપ્તવાક્ય છે. સૂર્યકિરણોનું આવરણ, એટલે સુદર્શનચક્ર. સહસ્રધારવાળું એ સોનેરી ચક્ર દરેક ક્ષણે પ્રદક્ષિણા કરીને ચોમેરથી ગાઢ અંધારાનો અને નિશાચરોનો નાશ કરે

છે. સૂર્યનો જે મુગટ છે તે વિષ્ણુ ભગવાનના મુગટ સ્થાને છે. મધ્ય-વર્તિ જે મંડળ છે એ હૃદય રૂપે છે. તે મંડળમાં ભગવાન નારાયણે પ્રવેશ કર્યો છે. એ વિષ્ણુના આત્મારૂપ અને બ્રહ્માંડના કેન્દ્રરૂપ છે. જે જળતત્ત્વ છે, એ ભગવાનનું પદ્મ. બ્રહ્માંડની જળ તરીકેની સંજ્ઞા છે. कमलं जलम् इत्यमरः જેમાં પ્રાણીઓ જન્મે અને લય પામે એની સંજ્ઞા જળ. આ પૃથ્વીની ગદા તરીકે કલ્પના કરી છે. અક્ષાંશ પર રહેલો પૃથ્વીનો ગોળો જોનારાઓને પૃથ્વીનો આકાર ગદા જેવો જણાશે. તેનું કૌમોદકી નામ પણ સાર્થક છે. આ રૂપકમાં ભગવાન સૂર્યનારાયણને જ આકાશ રૂપ વિષ્ણુના સુદર્શન રૂપે, મુકુટ રૂપે, કૌસ્તુભરૂપે, હૃદયરૂપે અને આત્મા રૂપે સંબોધ્યા છે.

પર્વત પર નિવાસ કરનારા માણસો ઉદય પામતા સૂર્યનાં કિરણોનું પ્રથમ સેવન કરે છે. એથી જ તેમનાં તન, મન અને બુદ્ધિનો વિશેષ વિકાસ થાય છે. એ પ્રદેશ પણ સ્વર્ગ સમાન અત્યંત રમણીય દેખાય છે. કમળ વગેરે પુષ્પોનો વિકાસ, વનસ્પતિઓની પ્રફુલ્લતા, સાયંકાળ અને પ્રાતઃકાળનું સ્ફુર્તિજનક વાતાવરણ, વસન્ત અને શરદ્-ઋતુમાં પ્રકૃતિની સુંદરતા એ સર્વનું આદિકારણ સૂર્યનાં બાલકિરણો છે.

સૂર્યસ્નાનનો સમય પ્રાતઃકાળે બે કલાક સુધીનો છે. જ્યારે કિરણો કોમળ છતાં સ્ફુર્તિ, અને જીવન-સત્ત્વ પ્રદાન કરનારાં હોય ત્યારે કૌપીન (લંગોટ) સિવાય બાકીનાં વસ્ત્રો કાઢી નાખી શરીરના બધા ભાગ પર સૂર્યનાં કિરણો સારી પેઠે પડવા દેવાં. 'सूर्यादात्मानं नाच्छादयेत्' એ કિરણો પરાવર્તનશીલ હોવાથી સૂક્ષ્મ વસ્ત્રમાં પણ પ્રવેશ પામી શકતાં નથી. એથી ખુલ્લા શરીરે સૂર્યકિરણો સેવવાં. પ્રારંભમાં સૂર્યસ્નાન માટે પા કલાક પૂરતો છે. ધીમે ધીમે તે સમય વધારવો. પ્રાતઃકાળથી માંડી બે કલાક સુધીમાં સૂર્યસ્નાન કરવું. ત્યારપછી સૂર્યકિરણો અત્યંત તીક્ષ્ણ થાય છે એટલે એ સ્નાન લાભપ્રદ નથી.

શૌચક્રિયા ગામની બહાર કરવી. પછી દાતણ કરવું. સૂર્યકિરણોનું સેવન કરવું. શરીરના પૃષ્ઠ ભાગે કરોડરજ્જુ પર પડતાં સૂર્યકિરણો સર્વ રીતે હિતકારક થાય છે. ત્યારબાદ સૂર્યનાં બાર નામ બોલીને સૂર્યનમસ્કાર કરવા.

'आदित्यस्य नमस्कारं, ये कुर्वन्ति दिने दिने ।
जन्मान्तरसहस्रेषु, दारिद्र्यं नोपजायते ॥

જે મનુષ્યો પ્રતિદિન સૂર્યનારાયણને નમસ્કાર કરે છે તેમને દરિદ્રતા આવતી નથી. એ બિના સત્ય છે. પછી પ્રાણાયામ કરીને સૂર્યકિરણોથી મિશ્રિત થયેલા જળ વડે સ્નાન કરવું અને ધોયેલાં સ્વચ્છ કપડાં પહેરી સૂર્યની સમક્ષ પ્રાતઃસન્ધ્યા કરવી ને ત્યાર પછી ઘર આગળ આવવું. દરરોજ જો આ પ્રમાણે આચરણ કરાય તો સંપૂર્ણ આયુષ્ય અને આરોગ્ય પ્રાપ્ત થાય.

સૂર્ય સર્વ પ્રાણી પદાર્થોના ઉત્પત્તિકારણ અને જીવનરૂપ છે. સર્વના આત્મા છે. જગતના નેત્રરૂપ છે; પ્રકાશ આપનાર છે. નક્ષત્રોના તે પતિ પતિ છે. ગાઢ અંધકાર અને આળસનો વિનાશ કરનારા છે. તે સમસ્ત પ્રાણીઓને આનંદ આપનાર, સર્વપક્ષી, બ્રહ્માંડોના નાયક, વેદોના પ્રકાશક, ધનના માલિક, વાણીના પતિ, મોક્ષદાતા, અને સર્વના ગુરુ છે. તેથી સદાસર્વદા સર્વ મનુષ્યોએ પ્રાર્થના કરવી જોઇએઃ

'यन्मण्डलं व्याधि विनाशदक्षं, यदृग्यजुः सामसु संप्रगीतम् ।
प्रकाशितं येन च भूर्भुवः स्वः, पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥

જે સૂર્યમંડળ અનેક જાતના વ્યાધિઓને નાશ કરવામાં સમર્થ છે, જેની ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદમાં સ્તુતિ કરેલી છે, જેને લીધે ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોક પ્રકાશ મેળવે છે તે સૂર્યનારાયણનું ઉત્તમ તેજ અમને પવિત્ર કરો.*

---

* 'सूर्योदय' માસિક વર્ષ ૬, અંક ૭ માંના સંસ્કૃતલેખનો અનુવાદ.

# ત્રિ પુ ટી

ગુણ—સત્ત્વ, રજસ્, તમસ્.

ત્રિલોક—સ્વર્ગ, મૃત્યુ, પાતાળ.

કાલ—ભૂત, વર્તમાન, ભવિષ્ય.

વચન—એક, દ્વિ, બહુ.

પ્રાણીનું જીવન—પવન, પાવક, પાણી.

નરકનાં દ્વાર—કામ, ક્રોધ, લોભ.

અગ્નિ—વર્ષાગ્નિ, જઠરાગ્નિ, દવાગ્નિ.

રામ—પરશુરામ, રામ, બલરામ.

ત્રૈરાશિ—સમપદ, વ્યસ્તપદ, જવાબ.

બુદ્ધિના ખેલ—તરવું, તંતરવું, તસ્કરવું.

ત્રણ ક્રિયા—ઉત્પત્તિ, વૃદ્ધિ, નાશ.

ત્રિવેણી—ગંગા, જમના, સરસ્વતી.

ત્રિફલા—હરડે, બહેડાં, આંબળાં.
વાકયનાં મુખ્ય અંગ—કર્તા, કર્મ, ક્રિયાપદ.
રંગ—લાલ, પીળો, વાદળી.
સ્વર—હ્રસ્વ, દીર્ઘ, પ્લુત.
ત્રિદોષ—વાત, પિત્ત, કફ.
શરીર—સ્થૂલ, સૂક્ષ્મ, કારણ.
પુરુષ—પહેલો, બીજો, ત્રીજો.
પરમાત્મા—સત્, ચિત્, આનંદ.
સ્વર્ગનાં દ્વાર—દાન, દમ, દયા.
શક્તિ—પ્રભાવ, મંત્ર, ઉત્સાહ.
નાડી—ઇડા, પિંગળા, સુષુમ્ણા.
દુઃખ—આધિ, વ્યાધિ, ઉપાધિ.
અવસ્થા—બચપણ, જુવાની, ઘડપણ.
જાતિ—નર, નારી, નાન્યતર.
ત્રિકટુ—સુંઠ, મરી, પીપર.
નૃત્ય—હાવ, ભાવ, ક્રિયા.

---

# વીર કવિ નર્મદ

વીર નર્મદ ! તું જગમાં લડી જંગ ગયો,
તુજ વીર છબી નીરખી ચખ અશ્રુ ભરે;
કંઈ પુષ્પ નવાં ખીલતાં તુજ પ્રેમ–કરે,
સ્થળ સર્વ વિખેરી દઈ કૃતકૃત્ય થયો !

ખબરદાર

આખર સુધી ટેક જાળવીને જીવવું એ મોઘું જીવન. એવું વન જીવવાને કોઇક જ ભાગ્યશાળી નીવડે છે. એમાંનો એક વીર વિ નર્મદ છે.

ગુર્જરીનો એક સુભાગી દિવસ ઊગ્યો. એ સુવર્ણ દિવસે ગુર્જરી ાતાના એ પનોતા પુત્રે બીજી સર્વ વૃત્તિઓ છોડી દઈ, ઘેર આવી ામના સામું જોઈ 'આંખમાં ઝળઝળિયાં સાથે તેને અરજ કરી: ાજથી હું તારે ખોળે છું.' આ ટેક કવિએ અંત સુધી જાળવી. ાક એવો પણ વખત આવ્યો કે જ્યારે તેને ખાવાના સાંસા પડયા, બે દિન સુધી માત્ર દૂધ પર ચલાવવું પડયું, તો પણ એ વીર યોદ્ધો મેરો ન થયો. આ યાદગાર દિવસ તે તા. ૨૩–૧૧–૧૮૫૮. ાવ પોતે જ કવે છે :

'રણ તો ધીરાનું ધીરાનું !'

આ વીર કવિનો જન્મ સુરત શહેરમાં તા. ૨૪–૮–૧૮૩૩ના ાજ શનિવારે થયો હતો હતો. એમના પિતાનું નામ લાલશંકર ને

માતાનું નામ રૂક્મિણી. પિતા અદાલતમાં કારકુની કરી સાદું જીવન ગુજારતા હતા.

નાનપણથી જ કવિનો સ્વભાવ એકાન્તિક હતો. રમવા જાય ત્યાં પણ છેડે ઊભા રહી જોયા કરે. પાંચ વર્ષની ઉમ્મરે એમને ગામઠી નિશાળમાં મૂકવામાં આવ્યા. ત્યાં એમણે આંક અને અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યું. પછી સરકારી નિશાળમાં દાખલ થયા ને ચાર ચોપડી સુધી ગુજરાતી અભ્યાસ કર્યો. પછી બારમે વર્ષે મુંબાઈની એલ્ફિન્સ્ટન સ્કૂલમાં દાખલ થયા. દરેક કલાસમાં કવિનો નંબર હમેશ ઊંચો રહેતો. ગણિત ને ભૂમિતિમાં કવિની બુદ્ધિ સારી ચાલતી. આવી વ્યવસ્થિત તર્કશક્તિને લીધે જ કવિનાં લખાણો લક્ષ્યવેધી, સકારણ, ને યથાર્થ નીવડયાં છે.

હાઇસ્કૂલનો અભ્યાસ પાંચ વર્ષમાં પૂરો કરીને કવિ કૉલેજમાં દાખલ થયા. સારા માર્ક મેળવવાથી માસિક રૂા. ૧૦)ની શિષ્યવૃત્તિ પણ મળી. પણ માત્ર આઠ જ માસમાં કૉલેજ છોડી દઈ કવિને સુરત જવું પડયું.

બાળલગ્નની પ્રથા આપણા દેશને બહુ જ ઘાતક નીવડી છે. કવિ કુલીન હોવાથી તેમનાં લગ્ન ૧૧મે વર્ષે થયાં હતાં. સાસરીઆં તરફથી તાકીદ થતાં પિતાએ ન છૂટકે પુત્રને પોતાનાથી ને કેળવણીથી મુક્ત કરવો પડયો. કવિ સુરત આવ્યા એ જ અરસામાં કવિનાં માતુશ્રીનો સ્વર્ગવાસ થયો. ત્યારબાદ કવિ પાછા મુંબાઇ ગયા ને કૉલેજમાં જોડાયા.

કવિએ પોતાની પાસે પુસ્તકોનો સંગ્રહ ઠીક કર્યો હતો. તેમને વાચનનો ખૂબ શોખ હતો. એમના એ સરસ્વતીમંદિરમાં કવિના જુવાન મિત્રો એકઠા થતા, ને અનેક પ્રશ્નોની ત્યાં ચર્ચા કરતા. કવિને ગામગપાટા તો ગમતા જ નહિ. અભ્યાસ કે દેશહિતના પ્રશ્નો જ ત્યાં છણાતા. કવિએ તેમના મિત્રો સાથે મળીને એક 'બુદ્ધિવર્ધક' સભા સ્થાપી હતી. તેમાં ભાષણો થતાં, નિબંધો વંચાતા,

ને કોઈ કોઇ વાર એ સભા તરફથી મેળાવડા પણ થતા. એવી એક જાહેરસભામાં સત્તર વર્ષની ઉંમરના ઉછરતા કવિએ 'મંડળી ને તેથી થતા લાભ' એ વિષય પર પહેલવહેલું જ મોઢેથી ભાષણ આપ્યું હતું. કવિમાં જાહેર હિંમત ને વકતૃત્વ શક્તિ મૂળથીજ હતી. જેમ જેમ જાહેર પ્રવૃત્તિમાં રસ લેવાની કવિની ઇચ્છા પ્રબળ થતી ગઈ તેમ તેમ શાળાના અભ્યાસ પરની અભિરુચિ ઘટતી ગઈ.

એ તો ખરૂં જ કે જેઓ કોઈ નવો કર્તવ્યપંથ શોધતા હોય છે તેમની મનોદશા વિચિત્ર હોય છે. કવિનું ચિત્ત અત્યારે ચગડોળે ચડતું હતું. કવિના પિતા પુત્રની અસ્થિર વૃત્તિ પારખી ગયા. કેટલીક લાગ-વગથી તેમણે પુત્રને નોકરીએ વળગાડી દીધો. 'બેઠાથી બજાર ભલો' એ ન્યાયે કવિએ રાંદેરમાં મહેતાજીની નોકરી સ્વીકારી, થોડા વખત પછી સુરતમાં નાનપરાની નિશાળમાં તેમની બદલી થઈ. કવિની ઉંમર અત્યારે ૧૯ વર્ષની હતી. એમને માસિક રૂા.૧૫) નો પગાર મળતો.

કવિએ મુંબઈમાં સ્થાપેલી 'બુદ્ધિવર્ધક' સભા વખત જતાં 'બુદ્ધિ-વર્ધક હિંદુ મહાસભા' થઈ. ગુજરાતમાં એણે સુધારા પર ઠીક છાપ પાડી. સુરત આવ્યા પછી કવિએ ત્યાં પણ 'દેશ હિતેચ્છુ' નામે મંડળ સ્થાપ્યું ને 'જ્ઞાનસાગર', નામે અઠવાડિક પત્ર શરૂ કર્યું તે વર્ષેક ચાલ્યું હશે.

કવિની ૨૦ વર્ષની વયે એમનાં પત્નીનો સ્વર્ગવાસ થયો. કવિ છૂટયા ને ત્રણેક માસ પછી નોકરી છોડી મુંબઈ ગયા. ત્યાં રૂા.૨૫)ના પગારથી ખાનગી શિક્ષકનો ધંધો સ્વીકાર્યો.

શ્રી ઊમિયાશંકર યાજ્ઞિક તે કાળના એક પ્રસિદ્ધ પુરૂષ હતા. તેમને આ ઉછળતો તેજનો ફુવારો નકામો વેડફાઈ જાય એ ઠીક ન લાગ્યું, તેથી તેમણે લાલશંકરને જુવાન પુત્રને ભણાવવાની સલાહ આપી. વળી કવિ કૉલેજમાં દાખલ થયા. છમાસિક પરીક્ષામાં કવિએ સારા માર્ક મેળવ્યા તેથી રૂા.૧૫)ની શિષ્યવૃત્તિ બંધાઈ.

પણ દેશસેવાના ને તે દ્વારા પ્રસિદ્ધ થવાના કોડ જુવાન કવિના હૃદયમાં દરિયાનાં મોજાંની પેઠે ઘૂઘવી રહ્યા હતા. તે કાળની

કવિની મનોદશા કવિ પોતે જ આલેખે છે: 'તે કાળે હું ધુંધવાતો રહેતો, ગપ્પાં મારતો, બહુ જ ઓછું લખતો કે વાંચતો, ભાંગ પીતો, વિલાયત જવાના તડાકા મારતો: બીજા વિદ્યાર્થીઓ જ્યારે બી. એ. નો કોર્સ તૈયાર કરતા ત્યારે હું મારા પોતાના જ વિચારો કર્યા કરતો. પ્રોફેસરોનાં લૅકચરો પણ ધ્યાન દઈ ને સાંભળતો નહિ. એક વાર કોઈ વિષય પર અંગ્રેજી કવિતાની ૧૦૦ લીટી લખીને મેં મિ. રીડને બતાવી. તેમણે તો મને હસી કાઢ્યો. અમારા એક પ્રો. દાદાભાઈ નવરોજી પ્રત્યે મને ખૂબ માન હતું. કવિઓનાં જીવનચરિત્રો ને કાવ્યો મને ખૂબ ગમતાં. જ્યારે 'વર્ડ્ઝવર્થ'ની કવિતા ચાલતી ત્યારે હું ખાસ ધ્યાન આપતો.'

કવિએ ગુજરાતી સાહિત્ય તો ત્યારે નહિ જેવું જ વાંચેલું. કવિમાં વિરાગવૃત્તિ તો હતી જ, તેમાં, ધીરાનાં પદો વાંચીને ઊમેરો થયો, ને એ જ ઢબનાં બે પદ કવિએ લખ્યાં. આત્મશ્રદ્ધા ઊપજી ને કવિએ નિશ્ચય કર્યો: 'બસ, આ જ માર્ગ મારે માટે ઠીક છે. શેર જુવાર તો ગમે ત્યાં મળી રહેશે.' જીવન-પંથ લાધ્યો. થોડા વખત પછી કૉલેજમાં પરીક્ષા થઈ. સારા માર્ક ન આવ્યા. પરિણામે શિષ્યવૃત્તિ બંધ થઈ. એ પણ એક સદ્‌ભાગ્ય ગણાય. કવિનો સંકલ્પ એથી વધારે દૃઢ બન્યો. હવે બીજા કશામાં નર્મદનું મન લાગ્યું નહિ. તેણે બધો જ વ્યવસાય છોડી દીધો ને કવિપણું સ્વીકાર્યું, શારદા ને કલમનો જ આશ્રય સ્વીકાર્યો.

પણ એમ તરંગથી કંઈ કવિ થઈ જવાય છે? તે સારૂ પ્રકૃત્તિ, બુદ્ધિ, ને ઉચ્ચ કેળવણી જોઈએ. કવિમાં એ તત્ત્વો સહજ હતાં. તેમણે સંસ્કૃત ને અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ વધાર્યો. ગુજરાતી સાહિત્યગ્રંથોનું પણ અવલોકન કરી મનન કર્યું. કવિએ હવે ગુજરાતી કવિતા લખવાની શરૂઆત કરી. પણ છંદ બનાવતાં મુશ્કેલી નડી. છન્દ વિનાની કવિતા કેવી? કવિએ પિંગળ ભણવા વિચાર કર્યો, પણ પિંગળનો કોઈ ગ્રંથ ન મળે! દલપતનું પિંગળ તો પછીથી

બહાર પડ્યું. આખરે કવિએ સંસ્કૃત પિંગળ 'શ્રુત બોધ અને વૃત્ત-રત્નાકર'નો અભ્યાસ કર્યો અને ભાષા–છંદો માટે એક હસ્તલિખિત પુસ્તક કોઈ પાસેથી મેળવી તેનો અભ્યાસ કર્યો.

પિતાએ કહ્યું: 'નર્મદ, તું આવું પિંગળ લખે ત્યારે ખરો.' પિતાનું વચન સત્ય કરવા, કવિએ ગુજરાતીમાં 'પિંગળ–પ્રવેશ' લખીને છપાવ્યું, ને તે પિતાને જ અર્પણ કર્યું.

કવિએ હવે અલંકારશાસ્ત્ર ને રસશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો. તેમાં પાવરધા થતાં; એ શાસ્ત્રોના દોહનરૂપે 'રસપ્રવેશ' નામે ગ્રંથ પ્રગટ કર્યો. એ વખતે કવિની ઉંમર ૨૫ વર્ષની હતી.

હજી કવિને પોતાના જ્ઞાનમાં ઊણપ લાગી. તેથી તે પૂના ગયા. ને ત્યાં વિષ્ણુ શાસ્ત્રી—જેઓ મરાઠી ભાષાના આદ્ય શિવરાય કહેવાય છે, તેમની પાસે સંસ્કૃત વ્યાકરણ તથા સાહિત્યનું જ્ઞાન મેળવ્યું. ઉપરાંત, ભાષાભૂષણ, સુંદર શૃંગાર, રસિક પ્રિયા, વગેરે હિંદી સાહિત્ય ગ્રંથો પણ વાંચ્યા. આમ કવિએ કવિ થવા માટે પાંચ વર્ષ સુધી અભ્યાસ કર્યો.

હવે ઝપાટાબંધ નર્મદનું કવિત્વ ઉભરાયું. ગુજરાતી સાહિત્યમાં તેણે નવું તત્વ દાખલ કરી, તેને નવો ઓપ આપ્યો. કવિના જીવનમાં જે પ્રેમશૌર્ય ઊછળી રહેલાં તે તત્ત્વો કવિની કવિતામાં આબેહુબ પ્રતિફલિત થયાં.

કવિની નવીન ઢબની કવિતા પર સમાજ ફિદા ફિદા થઈ ગયો. નર્મદનાં ગદ્ય અને પદ્ય નવયુગને ખૂબ ભાવ્યાં ને હિતકર નિવડયાં. નવયુગનો આદેશ આપતા કવિને નવયુગે ઝીલ્યો. કવિની કીર્તિ ચોતરફ ફેલાઈ. હવે કવિએ પોતાનાં લખાણો દ્વારા સમાજક્રાન્તિ, ને ધર્મક્રાન્તિના પ્રશ્નો ઉકેલ્યા. સાહિત્યક્ષેત્રની નવી દિશા ઉઘાડી લોકોને જાગતા ને દેખતા કરી દીધા. નર્મદ વીર—વીર્યવાન યોદ્ધો હતો, ને તેથી જ તે અનેક રસોમાં વહી આખરે કરૂણ અને વીર રસે ઢળ્યો, ને તેમાં ઝળકી ઊઠયો. કવિએ એ બે રસ ખૂબ રેલાવ્યા, ને પ્રેમ–શૌર્યનો મંત્ર મહાગુજરાતના કાનમાં ફૂંક્યો. નર્મદ નવયુગનો

શુરુ બન્યો. પોતાના વિચાર જણાવતાં આ મહાજોધ કવિએ કદી આંચકો ખાધો નથી. કવિના ગદ્ય–પદ્ય લેખોનો સંગ્રહ બહુ મોટો છે. એ બધો સંગ્રહ 'નર્મકવિતા' ને 'નર્મ ગદ્ય'માં પ્રકટ થઈ ચૂક્યો છે. હાલની કર્મયુગની પ્રવૃત્તિનો આદ્ય દ્રષ્ટા વીર નર્મદ જ છે. કવિનો યુગ વિચારોનો ને લેખનનો હતો. કવિએ નવયુગને પૂર્ણ ઝીલ્યો હતો, ને તેનું તાદૃશ—જીવતું ને સક્રિય હોય તેવું શબ્દચિત્ર કવિએ પોતાનાં લખાણોમાં આલેખ્યું છે ને આચરી બતાવ્યું પણ છે. નવા ઊગતા ઘણાક લેખકો વીર નર્મદને અનુસર્યા છે. કવિશ્રી ખબરદાર ઠીક કહે છે.

"તુજ પ્રેમઝરો નિશદિન અખંડ વહ્યો,
ભરી બન્ધુઉરે ભૂમિ કારણ દાઝ ખરે;
જંહિ તેહ અમાસ પછી જયમ આભ ઉરે
ચઢતો અમી ચન્દ્ર દીપે ત્યમ દીપી રહ્યો."

નર્મદ ને દલપત બે એક જમાનાના કવિ. 'નવા ને જૂના યુગના પુલ જેવા' દલપતરામ ફાર્બસ સાહેબની પાસે સુરતમાં ઘણો વખત રહેતા. એક વાર દલપતરામે સુરતમાં 'હુન્નરખાનની ચડાઈ' વિષે નિબંધ વાંચ્યો હતો. તે સભામાં નર્મદ ગએલો, પણ ત્યારે બન્નેને વાતચિતનો પ્રસંગ મળેલો નહિ. સાધારણ રીતે અમદાવાદીઓ દલપતને, અને સુરતી તથા મુંબઈગરા નર્મદને વખાણતા. ઈ. સ. ૧૮૫૯ માં દલપતરામ આંખોની ચિકિત્સા કરાવવા મુંબઈ આવેલા ત્યારે નર્મદની કવિ તરીકેની ખ્યાતિ પ્રસરી હતી. મુંબઈમાં આ બન્ને કવિનો મુકાબલો થવા લાગ્યો : 'બેમાં શ્રેષ્ઠ કોણ ?' એના નિર્ણય સારૂ વાલકેશ્વરમાં સભા થઈ. બન્નેએ પોતાની કાવ્યકળા દર્શાવી. સભામાં બે પક્ષ પડયા. કેટલાકે નર્મદને અને કેટલાકે દલપતરામને વખાણ્યા. બન્ને વચ્ચે વૈમનસ્ય થયું. બન્નેમાં સ્પર્ધા જાગી, પણ તેથી કવિતા સારી થઈ, ને ગૂજરાતને તેનો લાભ મળ્યો.

છાપાંવાળા ખબરો આપવામાં કેવી જનમનરંજની બુદ્ધિ વાપરે છે તેનો આ એક સુંદર દાખલો છે : નર્મદ ને દલપતની કાવ્યચર્ચાને બીજે જ દિવસે કોઈ છાપાવાળાએ નર્મદ ને દલપતને એક બીજાની ચોટલી પકડી લડતા ચીતર્યા હતા !

બન્ને કવિઓની શૈલીમાં બહુ ફરક હતો. દલપતરામનો ધીમો સુધારો, ઠાવકો મૃદુ ઉપદેશ. નર્મદ તત્કાળ સુધારો ઇચ્છનાર, ને એનો ઉપદેશ પણ તીખો અને લાગણીને ઉશ્કેરનારો. આથી જૂના વર્ગને દલપતરામ ને નવા વર્ગને પ્રેમશૌર્યથી ઉછળતો વીર જોધ નર્મદ ગમતા. એ બન્નેથી ગૂજરાત ને ગૂજરાતી સાહિત્યને ખૂબ લાભ થયો છે.

નર્મદે જ્યારે 'વૈધવ્ય ચિત્ર' કાવ્ય પ્રગટ કર્યું ત્યારે લોકમાં તેથી ખૂબ હો હા થઈ ગઈ, પણ તેથી સ્પષ્ટવક્તા કવિની પ્રતિષ્ઠા જામી. કવિએ તદ્દન જ નવી શૈલીમાં રૂકમણી હરણ, હિંદુઓની પડતી, પ્રવાસ વર્ણન, વનવર્ણન, ઋતુવર્ણન, વજેસંગ ને ચંદાની વાર્તા વગેરે રસિક પુસ્તકો પ્રકટ કર્યાં છે. પદ્ય કરતાં કવિના ગદ્ય લેખો વધારે સચોટ અને અસરકારક નીવડયા છે. કવિનું ગદ્ય રૂઢ ને પ્રૌઢ હોવાથી સાક્ષર વર્ગમાં પણ ભાવથી વંચાતું.

કવિ બંડખોર પણ કહેવાય. ૩૧ મા વર્ષે તેમણે 'દાંડિયો' નામે એક પાક્ષિક પત્ર કાઢ્યું. એમાં હાસ્યરસથી ભરેલા છતાં લક્ષ્ય વેધી બાણ જેવા તીખા લેખો લખાતા. નામ જ 'દાંડિયો', એટલે નામ પ્રમાણે ગુણ—મારી ઠોકીને જગાડવાની વૃત્તિ તેમાં હોય એ દેખીતું જ છે. પરંતુ કવિ વ્યક્તિ પર ભાગ્યે જ હુમલો કરતા. છતાં તેમના આકરા લખાણથી, કુધારાને વળગી રહેનારા કેટલાક કવિનો દ્વેષ કરવા લાગ્યા. કવિ સાધારણ રીતે સૌને આકરા અને વસમા તો લાગતા જ, પણ પાછું એ વસમાપણું કવિના હાર્દિક પ્રેમથી લોક ભૂલી જતા. પ્રેમ ને શૌર્ય એ બન્ને ગુણ એક મેકની સાથે ભળેલા

હોય તો જ તે જગતને ઉપકારક છે, નહિ કેવળ પ્રેમ કે નહિ કેવળ શૌર્ય.

કવિના ખરા ગુણજ્ઞ ને કવિના આધારસ્તંભ જેવા એક તેમના મિત્ર શેઠ કરસનદાસ માધવજી હતા. તેમના તરફથી દશ પંદર હજાર રૂપિયા કવિ પામ્યા હશે. બીજાઓની મદદ તો નહિ જેવી જ હતી. કવિનો એક બીજો મિત્ર લાલદાસ નામે બાવો હતો. 'નર્મકવિતા' નામનો ગ્રંથ શેઠ કરસનદાસને અર્પવાનો કવિનો વિચાર હતો. એવામાં સટ્ટામાં શેઠ ભાગ્યા. નર્મદનો મહાન આધાર તૂટી પડયો. પણ કવિ મિત્રને બેવફા ન નીવડયા.

કવિ સાચા કૃતજ્ઞ હતા. ઘણાઓએ કવિને સલાહ આપી : 'તમારો ગ્રંથ બીજાને અર્પી દો તો તમને ઠીક મદદ મળશે!' કવિએ જવાબ વાળ્યો : 'એ બિચારો હાલ પૈસા આપવાની સ્થિતિમાં ન રહ્યો, તેથી શું મારે દાખવેલી પ્રેમવૃત્તિમાંથી પાછા હઠવું જોઈએ?' ગ્રંથ શેઠને અર્પાયો ને કવિએ કરજ વેઠયું.

કવિ પર લક્ષ્મીદેવીની કૃપા ઇ. સ. ૧૮૫૮ થી ૧૮૬૪ સુધી ઠીક રહી. પણ હવે કવિના દુઃખના દહાડા શરૂ થયા. પૈસે ટકે કવિ વૃદ્ધાવસ્થામાં બહુ દુઃખી થયા. કરજ વધતું ચાલ્યું. કારણકે આધાર-સ્તંભો તૂટી પડયા ને નવા વ્યાપારીઓ કવિના ગુણજ્ઞ નહિ! કવિની આજીવિકા પણ મહા મહેનતે માંડ માંડ નભતી. અને છતાં કવિએ જે જે ગ્રંથો જેને જેને અર્પ્યા છે તેમાં અર્થબુદ્ધિ જરાએ રાખી નથી. કૃતજ્ઞતા કે રસવૃત્તિથી જ એમના ગ્રન્થો કોઈને અર્પાયા છે. કવિ એવા નિઃસ્પૃહ ને ધીર હતા.

ભગીરથ પ્રયત્ને કવિએ ગુજરાતી શબ્દકોષ 'નર્મકોષ' તૈયાર કર્યો. પણ તે છપાવવા માટે કોઈએ કવિની દ્રવ્યની માગણીનો સ્વીકાર ન કર્યો. એ ગ્રંથ પણ તેમણે કરજ કરીને છપાવ્યો. છતાં પોતાને થયેલા આ અન્યાય માટે કવિએ એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી! 'દાંડિયા'માં ભલભલાની ઝાટકણી કાઢી નાખનારની અહીં

અજબ ક્ષમાવૃત્તિ ઝળકે છે! 'નર્મકોષ' કવિએ 'ગુર્જર જનની' ને અર્પણ કર્યો છે. કેવી કવિની દેશદાઝ! માતૃભૂમિ પ્રત્યે કેવી મમતા! કેવું સ્વાભિમાન!

વળી કવિએ પૃથ્વી પરનાં સર્વ મહારાજ્યોના ઇતિહાસ વાંચ્યા ને એ સર્વની તારવણી રૂપે 'રાજ્યરંગ' નામે ગ્રંથ બહાર પાડયો.

છેલ્લી ઘડીએ કવિના ધર્મ પ્રત્યેના વિચાર બદલાયા હતા. 'ધર્મવિચાર' નામે તેમણે વૃદ્ધાવસ્થામાં લખેલા પુસ્તકમાં તેમના વિચારો શાન્ત, ઠરેલ ને બુદ્ધિ સતેજ જણાય છે. 'ધર્મવિચાર' માં કવિએ હિંદુધર્મની સ્તુતિ કરી છે.

વળી કવિએ સુરતમાં એક સરસ્વતી–મંદિર બંધાવ્યું. તેમાં બારથી તેર હજાર રૂપિયાનું ખર્ચ થયું. અત્યારે પણ આ બંગલો કવિના ઘરની સામે હયાત છે. એના મોટા દરવાજાની કમાન પર કવિનું પોતાનું નામ છે, ને નીચે 'પ્રેમશૌર્ય'ના અક્ષરો કોતરેલા છે.

કવિના પિતા પુત્રને સર્વ રીતે સુખી જોઈને, ૫૬ મા વર્ષે સ્વર્ગવાસી થયા. કવિની આખરી અવસ્થાનું દારિદ્ય–દુઃખ તેમણે નહિ જોયું.

પ્રથમનાં પત્નીના મૃત્યુ પછી કવિનું બીજી વાર લગ્ન થયું હતું. તેથનાં એ પત્નીનું નામ 'ડાહીગૌરી'. કવિ પોતાની પાછળ કંઈ સંતતિ મૂકી ગયા નથી. કવિનો રાત દિવસનો સતત એક જ વ્યવસાય સાધારણ સ્ત્રીને દુઃખ ઉપજાવે એવો હતો. ડાહીગૌરી શાણાં હતાં, છતાં કોઈવાર તેમને લાગી આવતું. એવા એક પ્રસંગે પ્રિયાને ખિન્ન જોઇ કવિએ કવિતા લખી છેઃ

"આ તે શા તુજ હાલ સુરત સુનાની મુરત,
બની ગઈ બેહાલ, સુરત! તુજ રડતી સૂરત!"

આમાં શ્લેષથી સુરત શહેરના હાલ ને પોતાની સ્ત્રીના ચહેરાનું વર્ણન છે એમ કેટલાક કહે છે.

કવિ એક તો સુધારક, તીખા બોલા, ને વળી પુનર્લગ્નની હિમાયત કરનારા, તેથી જ્ઞાતિજનો તેમનાથી વિરુદ્ધ રહેતા. કોઈ પણ બાબતમાં છેડે જ જઈને બેસવાનો કવિનો સ્વભાવ હતો.

કરજ વાળવા કવિએ ઘણા પ્રયત્નો કર્યા જણાય છે, પણ તે સફળ થએલા નહિ. કવિએ ધાર્યું હોત તો ઘણું કમાઈ શકત. પણ જેણે સરસ્વતીનો ને કલમનો આશ્રય લીધો તે અન્યનો આશ્રય કેમ સ્વીકારે ? કોઈ કવિને નોકરી કરવાનું કહેતું તો કવિને માઠું લાગતું. કવિએ ટેક ન છોડયો. આખર સુધી ન છોડયો. દુઃખ સહ્યું, આનંદ-પૂર્વક સહ્યું. દરિદ્રતાની ભઠ્ઠીમાં તવાતા છતાં અંત લગી તેમણે શારદાની ઉપાસના કરી. એ પ્રેમશૌર્ય ભર્યો, માની ને ટેકીલો વીર કવિ, મહાગૂજરાતની અનેકવિધ સેવાઓ પોતાના લખાણ દ્વારા આચરી, ૫૩ વર્ષની ઉંમરે દેહ છોડી બ્રહ્મલોક સિધાવ્યો.—એણે અક્ષર-બ્રહ્મની સાચી ઉપાસના સંયમપૂર્વક ને ભાવથી આચરી હતી. કવિએ આખરે ગાયું છેઃ

"નવ કરશો કોઈ શોક, રસિકડાં ! નવ કરશો કોઈ શોક,
યથા શક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી—રસિક૰
પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી—રસિક૰

*

હરિકૃપાથી મમ લેખ ચિત્રથી જીવતો છઉં હૂં દમથી—રસિક૰
વીર સત્ય ને રસિક ટેકીપણું અરિ પણ ગાશે દીલથી--રસિક૰

ખરેખર, આજ પણ કવિ નર્મદ અહીં જ ઊભો છે. કયાં ? સાંભળો, કવિ ખબરદાર શું કહે છે ?

"જહિં દેશ પૂજા પ્રીતથી ધરવા શીખવે,
વળી પ્રેમ સુશૌર્ય બન્યું વીરજીવન જ્યાં,
ગુરુ નર્મદ ધન્ય ઉભો તહીં તું વીર છે !"

# શ્રી મોહનલાલ વિ. ગાંધીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણ મૂળ લેખક: શ્રી બાબા પ્રેમાનંદ ભારતી | | |
| | પૂર્વાર્ધ ... ... ... | ૧-૧૨-૦ |
| | ઉત્તરાર્ધ ... ... ... | ૧—૪—૦ |
| શ્રી પ્રેમાનંદ ભારતીનું જીવન વૃત્તાંત ... ... | | ૦—૧—૦ |
| જીવન પર પ્રકાશ (બીજી આવૃત્તિ) ... ... | | ૦—૮—૦ |
| પશુમાંથી દેવ ... ... ... ... | | ૦—૮—૦ |
| રહસ્ય ગુંજન ... ... ... ... | | ૦-૧૨-૦ |
| સજ્જનસિંહનો સંન્યાસ ... ... ... | | ૦—૪—૦ |
| હિંદનું રાજ્ય બંધારણ ... ... ... | | ૧—૨—૦ |
| હિંદનું રાજ્ય તંત્ર ... ... ... | | ૦—૬—૦ |

લખો—

મો. વિ. ગાંધી, હેડમાસ્તર, મોડાસા હાઇસ્કૂલ, મોડાસા

# શ્રી રમણલાલ સોનીનાં પુસ્તકો

| | |
|---|---|
| ચબૂતરો [ મૌલિક વાર્તા સંગ્રહ ] | ૦—૧૦—૦ |
| પૂછડિયાંના પ્રદેશમાં [ સાહસ કથા ] | ૦—૮—૦ |
| માથાનું દાન [ ત્રિઅંકી નાટક ] | ૦—૮—૦ |
| ચાંદો-સૂરજ [ વિજ્ઞાન ] | ૦—૪—૦ |
| બાળકોનાં ગીતો [ કાવ્યો ] | ૦—૫—૦ |
| શિશુકથા ભાગ ૧ થી ૭ [ બાળવાર્તાઓ ] દરેકના | ૦—૧૨—૦ |
| બુધાકાકા [ બાળવાર્તા ] | ૦—૫—૦ |
| મહર્ષિ દયાનંદ સરસ્વતી [ પ્રમાણભૂત જીવન ] | ૦—૪—૦ |
| મરણ પછીની જિંદગી | ૦—૧—૦ |
| પગલાં ભાગ ૧ થી ૪ [ નવાં બાળકાવ્યો ] દરેકના | ૦—૫—૦ |
| ભીખો ચેટ્ટો ( મૌલિક નવલકથા ) | ૨—૦—૦ |
| રૂપાની ગાય ( એક અંકી નાટિકાઓ ) | ૦—૮—૦ |

## : અનુવાદ ગ્રંથો :

| | | |
|---|---|---|
| સ્વામી | શરદબાબુ કૃત | ૧—૪—૦ |
| શ્રીકાંત ભાગ ૧-૨ | ,, | ૩—૦—૦ |
| ,, ભાગ ૩ | ,, | ૨—૦—૦ |
| સાવકી મા } શ્રી ભોગીલાલ ગાંધીના | ,, | ૨—૮—૦ |
| કાશીનાથ } સહકારમાં | | ૧—૮—૦ |
| વિપ્રદાસ | ,, | ૩—૮—૦ |
| અનુરાધા : દેરાણી જેઠાણી : બડોદિદિ વગેરે | ,, | ૩—૦—૦ |
| નવીના ( શેષપ્રશ્ન ) | ,, | ૩—૦—૦ |
| શુભદા | ,, | ૨—૦—૦ |
| પ્રભાત કિરણો ( ટૂંકી વાર્તાઓ ) | પ્રભાતકુમાર કૃત | ૨—૮—૦ |
| સૂડી વચ્ચે સોપારી ( લાંબી વાર્તા ) | ,, | ૦—૪—૦ |
| લાલ પડછાયા ( ચીનીજાપાનીકથાઓ ) | | ૧ ૪—૦ |

# શ્રી. ભોગીલાલ ગાંધીનાં પુસ્તકો

## પ્રસ્થાન કાર્યાલય

દેવદાસ : શરદબાબુ કૃત

## ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

કાશીનાથ : „

[ રમણલાલ સોનીના સહકારમાં ]

## આર. આર. શેઠની કું.

સાવકી મા : શરદબાબુ કૃત

[ રમણલાલ સોનીના સહકારમાં ]

દત્તા : શરદબાબુ કૃત

ચરિત્રહીન : „

## શરદ સાહિત્ય કાર્યાલય

ગૃહદાહ : શરદબાબુ કૃત

## નવી દુનિયા કાર્યાલય

સુભાષચંદ્ર : જીવનકથા

[ શ્રી. ફફલભાઈ તથા ઓઝાના સહકારમાં ]

અમ્મા : મેક્સગોર્કીની MOTHER

ઉપરથી રૂપાંતરિત નવલકથા

# મોડાસા કેળવણી મંડળની

# જરૂરિયાતો

મહીકાંઠા પ્રદેશમાં કેળવણી પ્રચારનું કામ કરતી સાર્વજનિક સંસ્થા માત્ર આ એક જ છે આવી સાર્વજનિક સંસ્થાની જરૂરિયાતો હમેશ વધતી જ જતી હોય છે; તેમાંયે આ સંસ્થાની તો હજી [illegible]હિત જરૂરિયાતો જ જ્યાં પૂરી નથી પડી ત્યાં બીજી જરૂરિયાતો વિષે શું કહેવું ?

૧. વિદ્યાર્થીઓ માટે બે છાત્રાલયો છે, પણ છાત્રોની વધતી સંખ્યાને પહોંચી વળવા હજી એક વધુ છાત્રાલયની જરૂર છે.

૨. ગૃહપતિને રહેવા માટે આજે યોગ્ય સગવડ નથી તથા શિક્ષકોને રહેવા માટે પણ શાળાના કંપાઉન્ડમાં કે નજીક જમીન લઈ નિવાસગૃહો બાંધવાની જરૂર છે.

૩. શાળાનો પરચુરણ સામાન રાખવા માટે તથા વિદ્યાર્થીઓને પાણી પીવાની સગવડ આપવા માટે અલગ ઓરડીઓની આવશ્યકતા છે

૪. શાળાના મકાનમાં પણ કેટલોક સુધારોવધારો તથા ફેરફાર કરવાની જરૂર છે.

૫ શિક્ષણનાં મદદકર્તા સાધનો જેવાં કે લિંગ્વાફોન, ચાર્ટ્સ, ચિત્રો વગેરેની જરૂર છે.

૬. ઔદ્યોગિક શિક્ષણ શરૂ કરવા માટે નાણાંની જરૂર.

૭. નાટ્યપ્રયોગો માટે કાયમી રંગમંચ ( સ્ટેજ )ની જરૂર.

**મંડળની છેલ્લાં વીસ વર્ષની વિવિધ પ્રવૃત્તિઓનો પરિચય પામવા માટે સંખ્યાબંધ ફોટોચિત્રો સાથેની આર્ટપેપર પર છાપેલી ચોપડી મંગાવો.**

લખો : મંત્રી. મોડાસા કેળવણી મંડળ, **મોડાસા,** જિ. અમદાવાદ.